# પૃથુરાજ ચોહાણ.

## ભરતભૂમિનો છેલ્લો હિંદુ ભૂપતિ.

નાટક—પંચાંકી—ગાયન.

A TRAGEDY.



અમદાવાદ

ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૪.—સન ૧૮૮૮.

"ઘર ફુટ્યે ઘર જાય"



"THE EVILS OF SEPARATISM ARE BAD ENOUGH"

३५८२

**श्री परमात्मने नमः॥**

# પૃથુરાજ ચોહાણ નાટકનાં ગાયનો.

## પ્રસ્તાવના.

**સૂત્રધાર—** **ગીતિ. લાવણી.**

શ્રી, સ્વદેશપ્રીતિ, નીતિ, સરસ્વતી ને સ્વતંત્રતા, સંપ;
પવિત્ર ભરત ભૂમિમાં, પાછો સ્થાપો સ્તંભ જ નિષ્કંપ.

**શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.**

સ્નેહે હે સર્વજ્ઞ! અજ્ઞ જન જે છે લગ્ન આરાધવા,
તેને સન્મતિ મંત્રની કર કૃપા શ્રીસારદા સાધવા;
જેથી સંપ વધી સ્વદેશપ્રિતની પૂરી પ્રભા ભાસશે,
ઉગ્યે સૂર્ય સમાન જ્ઞાન, રજની અજ્ઞાનની નાસશે.

**સર્વે—** **કલ્યાણ. લાવણી.**

કરૂણા કરજે કૃપાળ! જય જય ભક્તવત્સલ ભૂપાળ!—એ ટેક.
તુજ પદવંદન જગદાનંદન—મોહન! ગુણમણિમાળ! જય૦—
બ્રહ્મસુતા સરસ્વતિ અતિ રસવતી—વાણી દેજે વિશાળ. જય૦—
માત ભરત ભૂમિ ચરણ ચૂમીને—સેવા ચહું ત્રણ કાળ. જય૦—
સ્વદેશપ્રીતિ પ્રભાથકી પ્રભુજી—તું તામસતમ ટાળ. જય૦—
સંપ અમૃત સિંચી મૃત પ્રીતિ—જીવતી કર જગપાળ. જય૦—
વીર વડીલનાં પ્રાક્રમ પેખી—જાગે કેસરી બાળ. જય૦—
પરદેશીથી નીજ બળ નીરખે—સિંહ, બનેલ શીયાળ. જય૦—

ક્યાંક કલંકિત વીર ભૂમિના--સુધરે હાલ હવાલ. જય૦—
એ અભિલાષે નાટક થાશે–“ **પૃથ્વીપતિ પૃથુરાજ**” જય૦—
જય જય સફળ થજો એમ કાજ.

**(પડદામાં)— વસંત તિલકા વૃત્ત.**

રે સૂત્રધાર સુણીને તવ દીન વાણી,
જો હિંદ દેવી અહીં લાવત ખેંચી તાણી;
આ સંપ દેવ, મુનિ મંડળ શીર તાજ,
સાથે વરી સકળ દેવી તણો સમાજ.

**સૂત્રધાર—ખમાચની ઠુંમરી—પંજાબી.**

(પીયા બીના જીઆ મોરા —એ રાહ.)

કૃપા દૃષ્ટિ કરો હવે રીઝી ઋષિરાજ!—એ ટેક
કુસંપથી કેવાં રે, ફળ જોયા જેવાંરે;
મળ્યાં; રળ્યા; ટળ્યાં જુઓ રાજને તાજ.—કૃપા.
આપ વિયોગેરે,--વેઠ્યું ઘણું રે;
પાયે લાગું; માગું સા'ય; થાય આ સુકાજ.--—કૃપા.

**સૂત્રધાર— ઝિંઝોટી ઠુંમરી—પંજાબી.**

(જલ ભરન જાત જુમના કે ઘાટ—એ રાહ)

જગ રંગ ભૂમિ પડદો પડશે, સઘળુંજ નીલું નજરે ચડશે.
નીલ વેશ લઈ નિજ દેશ વિષે, કુદરત્ત કુમારી ઘુમી વળશે.
ગભરાટ કરે ઘડી જો ગરમી; વળી વાયુ વહે વિરમી વિરમી.
કઈ દાદુર મોર ઉચ્ચાર કરે; લઈ તાલ કુમારી શું નાચ કરે?
ગગને ભલી મેઘ કમાન થઈ; પચરંગિત સાડી શું ઉડી રહી?
નીરખી હરખી રમતી કુમરી, હસતી, વદતી, રસ રંગ ભરી.
પરમેશ પિતા મનશક્તિ સુતા, મદમાતી નહીં ડરતી ખીલતાં.
ઉપકાર કર્યો જગને કુમરી; બલિહારી તમારી પ્રજા ઉચરી.

**વિદૂષક—** **પીલૂ—દીપચંદી.**

(કહું કયા ફલક્કા સતાયા હુવામેં—એ રાહ)
જગમાં જાહેર નામ, નામ જેવાં તેવાં કામ;
રડાવું હસાવું લોક, લાલ લીલા લે'ર છે—એ ટેક.
ભણ્યાછીએ ભારે મિંડું, છિંકતામાં પાડું છિંડું;
તોયે મોટા માણસોમાં, હક જો માહેર છે.—જગ૦
ભણવા ગયાતા ત્યાંતો, મે'તાજીને મારી પાડ્યા;
ભસણું ચલાવ્યું "ભુંડા, ભણવું ઝેહેર છે."—જગ૦
માને બાપ મારી નાંખી, પૈસા ઉડાવા કાઢ્યા;
બુડદા ખૂટ્યા પછીથી, થઈ આવી પેર છે.—જગ૦
કવિ લખનાર કેરો, સે'લો ધંધો લઈબેઠા ;
માથે પડ્યું ચોપડીનો, ઘેર મોટો મેર છે.—જગ૦
બા'ર છીએ વાઘ જેવા, ઘરમાં ગરીબ ગાય;
ધણીઆણી ધબ્બા મારે, હાય કાળો કેર છે.—જગ૦
એવાં એવાં નામજાદે, કામ કર્યા દુનીઆમાં;
હાલ તો મુકામ જે બોલાવે, તેને ઘેર છે. —જગ૦

**નટી—** **ઝિંઝોટી—લાવણી.**

(કાલી ઘટા કોયલ બીન છાઈ—એ રાહ.)
ગઈ ગ્રીષ્મ થયું ચોમાસું, વિરહી વરસાવે આંસુ;
નીરખે છે કઇ દીશ નાસું, ચોગમ આ ચાતક પ્યાસુ—એ ટેક—
"પિયુ પિયુ" પુકારે બપૈયા, મોર નાચે થૈઆં થૈઆં;
ગાય મલાર રાગ ગવૈઆ;
સુણી કાન આણતા ભાન, ભજે પ્રિયપ્રાણ મદનરસ પ્યાસુ—ગઈ.
જળ જળ સ્થળ સઘળે ભાસે, ઘેરે જગ ઘન ઉલ્લાસે;
જંગલમાં નદીપૂર નાસે, અંધારૂં શું હમણાં ખાશે ?

ગગડાટ કરે ઘનમાળા, ચળકાટ કરે વીજ જ્વાળા;
બીનેલી બિચારી બાળા.
ભેટે જઇને ભરથાર, હઠીલી નાર, પતિ કહે "આ શું?"—ગઇ૦
વિરહીજન આંસુ સૂકાશે, પ્રિય જનનો સંગમ થાશે;
પણ **ભરતભૂમિ** શી આશે, દિન વ્યતીત કરતી જાશે ?
ગતવીર જગાવા કાજે, કયું ઘન મંડળ છે ગાજે ?
કયો મોર મલ્લાર બીડ બાજે ?
હા યાર બની લાચાર, ખમીને માર; પાડત રહો આંસુ.—ગઇ૦
ક્યાં રામ ભીમને કર્ણ, મહાવીરો પામ્યા મર્ણ;
ધમાશ્વથી પ્રૂજે ચર્ણ, ક્યાં ભરત ભૂમિ કરે શર્ણ ?
છે કેસરી પડીયા કેદ, કુસંપે થયા શીરછેદ;
રે ધરો ખરો મન ખેદ.
ઘનરાયથી શીખી સાર, વર્તતાં વાર, કરે કુણ ખાસું ?—ગઇ૦

**સૂત્રધાર—** **ગીતિ.**

સંપ સ્વદેશે પ્રીતિ, નીતિ, ન્યાય, એ રાય ધર્મ રીતિ.
પ્યારી **પૃથુરાજાની**, કીર્તિ વાંછું તેથીજ પ્રસરંતી.— ૧
**કનોજરાજ** ઉંદરડો, ભરત ભૂમિ કીર્તી વસ્ત્રો કાપે,
એ ખટકે ઝટ અટકે–પૃથુરાજ જય પૃથ્વીમાં વ્યાપે.— ૨

---

# (અંક ૧ લો.)

## ઘનસિંહ વિગેરે—ભોપાળી કલ્યાણ—દાદરો.

( આઇ વેરી ગુડ બંગાલી બાબુ એ રાહ. )

પકડો, બાંધો, મારો, ઝુડો, ક્યાં લ્યા નાસે નીમકહરામ.
ઉભો રહે લ્યા દોડેછે કયાં, ઘડીકમાં રમાડું રામ.— પકડો.

આ રાજાનાં રૂડાં વાનાં, ધનસંપત્તિ ને છે ધામ;
રામ, રામ, ક્યાં મળશે આવા ભોળા ટેકી દ શીનામ—પકડો. ૧
રાજવંશ છે અંશ પ્રભુના, મન ગમતું કરતા મા'રાય;
ભલું ભુંડુ પણ સામો થાતાં, નરકાધિકારી નર થાય— પ૦૨
નિંદા પણ પરની શું કરવા, પરવા બીજા જણને હોય ?
ને એ ધિંગો રાજા પાછો, બીજો કાચો પોચો નો'ય—પકડો ૩

**ધનસિંહ—      બરવો—કેરબો.**

( દેખો દેખો બગીચેમે કોન—એરાહ )

પૈસા પૈસા પૈસાની લ્યાંછે વાત વા'લારે.
નો'યે નો'યે તમાસા તણા ઠાઠ ઠાલારે—મેટેક.

**વિદૂષક—**

લાડુ લાડુ લાડુની લ્યાંછે વાત વાલારે.
લાડુ કાજે કરૂંછું કાલાવાલારે— લાડુ૦

**ધનસિંહ—**

પૈસા પાસે પેખી કે'શે આવો ભાઈ ! પધારો.
જરવીણ જોડા પાસેથી પણ ધક્કા મારણ ધારો—પૈસા૦૧
પૈસે પ્યારી પ્રીતમ કે'શે, બેટા કે'શે બાપા !
લોકો વટવાળા કહી લખશે, ફોગટ બાકી ફાંફાં— પૈસા૦૨
માટે પૈસા પેદા કરવા, ભરવા ભાઇ ખજાના;
મારી ઝુડી કુટી લુંટી ભોગવ ભોગ મજાના— પૈસા૦૩
રાજપાટ છે હાટ આપણે, પ્રધાનોને રળવા;
સ્વારથ સાધી લેવા સારૂ દુનિઆના જન દળવા—પૈસા૦૪
"સાંચો નવ કળિયુગમાં ફાવે" દુનીયાં ભાખે ભાઈ.
પાપ પુણ્ય તો ઠીકજ છે, પણ પૈસાની પુણ્યાઈ—પૈસા૦૫

**સુમતિ— ( જોગીઓ—પરજ—દીપચંદી)**

પ્રધાનોની નીતિ ન્યારી, બજાવે તેની બલિહારી;
પ્રજાને જે ગણે પ્યારી, પતિની વાત વિચારી—એ ટેક.
જણાવે બે જણાને પ્રેમ, પ્રજાપર રાખતારે' રે'મ;
ચહે હિત નાથનું ચિત્તે, રહે સમ માત તે નિત્યે— ૧
ફસાવે ના રચીને ફંદ; બનાવે ના અનાડી અંધ.
બતાવે જે રૂડિ રીતિ, ચલાવે નેકીથી નીતિ— ૨
ભમાવે ના બની ભુંડા, ઉતારે ના કુવે ઉંડા;
વ્યસનથી વેગળા રાખે, સદા સુખ શિખ જે ભાખે;— ૩
ભણેલા, વીર, ઉત્સાહી, નીતિવેત્તા તથા ન્યાયી,
પ્રપંચો ચેતવા પે'લા, રચાવામાં ન રાચેલા;— ૪
સદા નીજ ધર્મમાં રાચે, લહે સુખ સર્વ તે સાચે;
અધમ ઢોંગી અધિકારી, જશે નક્કિ નરકહારી.— ૫

**( માલિની છંદ. )**

નથી નથી રહી કીર્તિ, દામને નામ માંહી;
નથી નથી કંઈ કીર્તી ભોગ યોગે સમાઈ;
ગણીશ ન ગઈ કીર્તી, ફાકવા જ્યાં ન ધાણી;
નહિં જહિ કંઈ અંગે, પાસ કોડી ન કાણી— ૧
કીરતિ કુમરી પોતે, વાસ ત્યાં જૈ વસેછે;
નીતિ રીતિ સખી સાથે, આપ બેશી હસેછે;
કદી નીતિ વસતી જો, ઝુંપડીમાં મળે ત્યાં;
નહિં વસત મહેલે, જો સખી નીતિ ના ત્યાં— ૨

**જયચંદ— બીહાગ—લાવણી.**

( ખુશ રહો સનમજા મેરા વિધાતા—એરાહ )

જીત્યા મેં દેશ અનેક; એક નહિં બાકી;
સાગરને પણ મેં આણ સ્થાપીછે આપી. ૧
જ્યારે નિરખું ચોપાસ, દાસ સહુ દેખું;
પૃથ્વી પડમાં મમ તુલ્ય અન્યના લેખું. ૩
મુજ ભુજ બળ આગળ જક્ત થયુંછે તરણું;
મહિમા મુજ પ્રાક્રમ તણો મુખે શું વરણું. ૪
પણ પૂરણ માસી એ જેમ ટકે કોઇ તારો;
ચોમાસે વંચી જાય જેમ કોઈ કયારો. ૪
વળી રહે વસંતે કોક પાંદડું પાકું;
તેમ પૃથુરાજછે આજ ભાઈ શું ભાખું? ૫
અંગારો સોમણ જારમાંહીં પણ ખોટો;
મંદાર માલતિ માંહીં હજારી ગોટો. ૬
છોરૂ જાણી છંછેડ્યો નહીં મેં એને.
વધી વૃક્ષ ઢાંકતાં શરમ વેલને શેણે? ૭
દુધ પાઈ ઉછેર્યો સાપ હાલછે સામે.
"જય ! પૃથુરાજ જય!" એમ કહે સહુ ઠામે. ૮
ફુલાઈ પોતે યજ્ઞ કરણ પણ ચાલ્યા;
તેડામાંથી એ છેક અમોને ટાળ્યા; ૯
પણ સસલાથી શું સિંહ નાસતો ફરશે?
ગર્ધવ ભોંકારે કેમ કેસરી ડરશે? ૧૦
કરવાને શાંત હવેથી એજ લવારો;
કરવાને **રાજસૂય યજ્ઞ** વિચાર અમારો. ૧૧
સજ-થઈ કરો તૈયાર સકળ સામગ્રી;
જય જરી પતાકા થકી દીપાવો નગ્રી. ૧૨
પણ કાલ કરૂં જાહેર કચેરી માંહે,

જેથી જગ જનની માંહે જાણ ઝટ થાયે. ૧૩
જોશી તેડી શુભ લગ્ન સાધનું સાથે,
જેથી નહિં નડતર નામ નડે કંઇ ધાતે. ૧૪

**જુન્હાઈ— દેશ—ત્રિતાળ.**

કોણ ભણતર એવું તે ભણશે ? ચોળી પેટ ઉભું શૂળ કરશે ? ટેક.
એરે ભણ્યામાં ધૂળ પડો સખિ! બાઈ ફોટિને દાસી બનશે? કોણ.
"વાલમ વશ કરવા" એજ વિદ્યા; જેથી મનના મનોરથ ફળશે. કો.
વાંચી લખીને માથું ચઢાવે, એથી મુરખીઓને શું મળશે? કોણ.

**( તમે ઓરાને આવોરે—એરાહ )**

ખીલ્યાં ખૂબ ગુલાબો રે; ઘડી પછી કરમાશે;
જરી વિજળિ ઝબકીરે, પલક પછી જો નાસે; ૧
મેઘ મંડળ મળીયુંરે, વખત વીત્યે વેરાશે;
રંગ સંધ્યા સમયનારે, જરા રહીને જાશે; ૨
એમ જોબન જાણોરે, ઝપટ ઝટ જાવાનું.
થઈ પડશે સાહેલીરે, પછીથી થાવાનું. ૩
ચાર દીનની ચટકીરે, ચડપ જાશે ચાલીરે.
રે'શું હાથ ઘસંતારે, વખત ચુકયે હે વ્હાલિ. ૪
ભોગવ્યું તે પોતાનુંરે, હાથે લીધું તે સાથે.
વે'મે વાંધા વધારીરે, મુરખ જન લે માથે ૫

**કુટિલા— ગરબી—દીપચંદી.**

**( અબોલા શાનેરે લ્યોછો—એરાહ )**

ચતુર! વિચક્ષણ! બાઈ, બરાબર આપછો બોલ્યાં.—એ ટેક.
પે'લેથી ભોગવ્યું તેજ પોતાનું, કોડી બંધાવે ન કાણી. બરા૦ ૧
ભાગ્યોદયે ભરથાર કહ્યામાં, મોજ મઝા લ્યોને માણી. બરા૦ ૨

કાંક બીચારી કેદે પુરાણી, રોજ રડે જોઈ રાણી. બરા૦ ૩
મેહેલ ઝરૂખામાં મૂકવો પૂળો, જો નીજ નાથે ન માની. બરા૦ ૪
સાતે વાતે સુખી બાઈ સાહેબ, નડતર સાસુડી નાણી. બરા૦ ૫

**જુન્હાઈ—** **( રાગ ઉપરનો. )**

તે દિવસે પણ પુત્રી પઢાવવા, હઠ લેઇ બેઠીતી આડી.

**કુટીલા**—બરાબર આપછો બોલ્યાં—૬

**જુન્હાઇ—**

આજે વિવા'ની વાત વિષે પણ, બેઠીછે જો બાનું કાઢી; બરા૦૭
સાપણ વેરણ એ સાસુડી, પડવા ન દે પેટ પાણી. બરા૦ ૮
જાવા દીધું તે દીવસે જાણી, આજ બતાવુંછું પાણી. બરા૦ ૯

**કુટિલા—**

દુરજનનેતો દંડવા દોડી, જગરીતિએ જણાણી. બરા૦ ૧૦

**સુશિલા—**

સાસુ તમારી સાલસ જાતે, ગુણીયલ જગમાં ગણાણી.
અરે કેમ એમ કહોછો ?—એમ કહો જુન્હાઈ૦ ૧૧

**જુન્હાઈ—**

બા'ર બધાંને એમજ ભાસે, મહિં જાણે મહાદેવ. બરા૦ ૧૨
મારૂં તો એને મોંજ ગમ્યું નહિ, પાડી પીલ્યાની કુટેવ.બરા૦ ૧૩
"નામથી મોટાં દરશને ખોટાં," ચિત્તે કથન ખરૂં ચોટ્યું. બ૦ ૧૪
શું એ મને કરી શક્તીતી તોયે, નડતર નામજ ખોટું. બરા૦ ૧૫

**સુશિલા**—સંપવિષે સુખ સર્વ સમાણા.

**જુન્હાઈ**............વાહ કહી બાઈ ખાશી. બરા. ૧૬

**જોગી—. ( બાહિર રામા ભીતર રામા—એરાહ )**

શ્યામચરનકો શરન અમારે, ઓર કછુ નાંહિ ચિતમાં બિચારે. શ્યા.૧
માલ, ખજાના, દોલત, મ્યાના છોડચલે જમ દ્વાર બિચારે. શ્યા. ૨

મારે ફીરતે "ધનધન" કરતે, મારે ગયે સબ વોહી ધુતારે; શ્યા. ૩
પ્યારા કહો ક્યા, 'પ્યારી' કહો ક્યા, કૌયા છાંડ ચલે ગયે ન્યારે;શ્યા.૪
સદા ઉદાસી જંગલ બાસી, રંગ રસ પ્યાસી મરગયે સારે; શ્યા.૫
અપના પંથહુ સબસેં ન્યારે, રામરામ મુખસેં હિ ઉચારે. શ્યા.૬

જયચંદ— ઇંગ્રેજી—દાદરો.

સુંદરિ રીસાતું આમ, શોભતું શું ? વાહ ! વાહ !
દાસ વગર મુલનો થઈ પાસ પ્યારીજી રહું,
દેખી આ ઉદાસ છું વ્હાલી મારી વાહ વાહ—સું૦ ૧
પાણી માગ્યે આણી આપું દૂધ રાણીજી જુઓ;
લઢતું વઢતું તોએ આ શોભતું કે વાહ વાહ.—સું૦ ૨
શાણી રાણી શબ્દ એક આકરો કહ્યો નથી;
મરડે મોઢું માનીનિ શું ? શોભતું કે વાહ વાહ.—સું૦ ૩
માલમતા સર્વ તને માનું છું હું મોહિનિ;
પ્યારીજાન ! જાન તું શોભતું શું વાહ વાહ.—સું૦ ૪
વચન મારી વ્હાલીનું ઉથાપ્યું નથી કોઈ દી.
લાડીલિ લહે શું ઓછું ? શોભતું શું વાહ વાહ.—સું૦ ૫
માયર કાયરતાથી મને તારૂણિ કર્યો તમે;
માને તો મધુરિ મારી થાય આજ વાહ વાહ.—સું૦ ૬

જુન્હાઈ— (પીલૂ-બરવો- દાદરો.)

[ઓ દીલજાની સોવે મતવાલારે.—એ રાહ.]

જાઓ જાઓ ન વતાવો વઢકારા રે.—એ ટેક.

જાઓ ઠગારા જાઓ ધુતારા, નફ્ટ નેન નકારા રે.—વ૦ ૧
પ્રીતિ તમારી વે'મી વીકારી, લગીર લાજો ઠગારા રે.—વ૦ ૨
કહેવું કાંઈ, કરવું કાંઈ, જાણ્યા છે ઢંગ ધુતારા રે.—વ૦ ૩

બોલવું મીઠું, કરવું દીઠું, શઠમાં હશે શા શકારા રે.—વ૦ ૪
બસ કહું છું, ચૂપ ચહું છું, જડો નહીં રે નઠારા રે.—વ૦ ૫

**જયચંદ— ઝીંઝોટી—ઠુંમરી.**

[પીયા કે ચીત્ર બીન પ્રીતમ પ્યારે—એ રાહ.]

આમ રીસાઈ હામ હઠાવો, ઠામ નહિં ઠરવાને રે—એ ટેક
ઘરના ઉઠયા વનમાં વળીઆ, લાગી વનમાં લા'યરે;
ચિત ગભરાઇ ભાળું ચોગમ, ધરતિ ન પગ ધરવાનેરે.—આ૦ ૧
ચિંતારૂપ ચિતામાં ચતુરા, પ્રજાળે મમ મન પ્યારી રે;
તારૂણિ સંગ સમર્થ તમારો, અંગ શીતળ કરવાનેરે.—આ૦ ૨
સુખસાગરમાં સે'લ સપાટે, હરનિશ ફરવા હરવારે;
સંસારિક દુઃખ દુસ્તર સાગર, નારી નાવ તરવાનેરે.—આ૦ ૩
તું તન મન ધન જીવિત જુવતિ, રમણીશીરમણી રાણીરે;
રોજ રમકડા રૂપ રહું છું, દિલ દિલગીરી હરવાનેરે.—આ૦ ૪
સુંદરિ દોરી હાથ તમારે, નાચું જેમ નચાવોરે;
વિસરી આ સગ્રણું કેમ વ્હાલી, તત્પર પરહરવાનેરે.—આ૦ ૫
આશ રહી પ્રિય પ્યારી તારી, મારો કે ઉગારો રે;
વિનીત વનિતા આપ આશરે, જીવતર ઉગારવાને રે.—આ૦ ૬

**જયચંદ— બીહાગ—ગજલ.**

[મૃગ લોચની ગજ ગામીની.—એ રાહ.]

શાણી શેણે નેન તારાં નીરથી ભરે;— એ ટેક
**જુન્હાઈ**—ભોળી ભામા વેણ બાણે દિલમાં ડરે— એ ટેક
**જયચંદ**—સે'જે શાણી રાણી મેં તો જાણીને કહ્યું,
પાણી જોયું પ્રેમદા દુઃખ શેણેરે લહ્યું—શા૦ ૧

વલ્લભે હું કેમ વે'મ, ઉરે આદરૂં;
સૂર્ય સામે ધૂળ નાંખી મૂર્ખ શું દરૂં;—શા૦ ૨

જુન્હાઈ—આપની પ્રતીતિ પૂરી, ચિત્તતો લહે,
કુમળું હૃદય કેમ, માર આ સહે?— બો૦ ૩
વજ્રપાત વેલડીઓ વેઠી શું શકે;
વાકયબાણ સામે કેવું કાળજું ટકે?— બો૦૪

**જોગી— ઝીંઝોટીની—ગજલ.**

હાય! હાય! લોભરે ફસા બેહાલ કીયા,
કમાયા યે દુરજનકી દોસ્તિ હાય જો કીની. —એ ટેક
માલ મતા નારી નગરી છાંડ સન્યાસી ભયા,
ફેર મંદબુદ્ધિ ફંદમેં હું મેં ફસ્યા— હાય૦
પાપ પારધીકે પાસમેં ફસા ગયા,
હાય હાય દુષ્ટ ધનસિંહ કામ યહ કીયા. હાય૦

**જુઠો અને વેણીચંદ—જીલ્લો—દાદરો.**

( મારૂં નામ ભગલો હજામ— એરાહ )

અમેતો વાણીઆ ભાઈ— રે૦ અમે૦
કાયાપડે પણ એક કોડીની કરી લઈએ કમાઈ— અમે૦
પૈસા પામી શ્રીગુરૂચરણે ભાવતી કરીયે ભેટ;
બ્રહ્મભોજન દઈ ધરમાતુ થઈ વૈકુંઠ પોં'ચીએ ઠેઠ—અમે૦૧
ટીલાં તાણી દેવાલયમાં દર્શન જાતું રોજ,
ભોળાના ટોળામાં ભક્ત ભણાતાં ચાલતી ચોગણી મોજ—અમે૦૨
વેપારને ને ધરમને છે કાંક વખતથી વેર,
ઝોકા ખાતાં માળા જપતાં, મહા પ્રભુની મે'ર,— અમે ૦૩
પે'લાતો પૈસા પેદા કરવા, વેગળી મુકી વાત;

નાણું નાખતાં નામ નીકળશે, વાહ વાહ કે'શે નાત જાત—અમે૦ ૪
આવું પીવું પૈસા પાછળ, પૈડવાં તાઢને તાપ,
પૈસા સારૂ કાંઈ ન ગણવું બાકી બીજું બધું પાપ— અમે૦ ૫

**જોશી— જોગીઆ—દીપચંદી,**

( લેલી લેલી પોકારૂં મેં બનમે—એરાહ )

કામ જોશીનાં કઠણ છે આમ, હાહા કહી નિત આપવી હામ;
પેહેલાં કાંક બતાવું પ્રયોગ, જોઇ સાધું છું જુક્તિથી જોગ; એટેક.
વર્ષફળને જન્મોતરી, ભોળા ભોળવી ભર હોજરી;
દોરા ચીઠ્ઠીને ફળાદેશ, પેટ ભરવાના વરવા વેશ.— ૧
ધીમે બોલું છું બેસું છું ધીમે, ભળતો સર્વથી રહુંછું નિમ્મે;
માન દેઈ બધાને બોલાવો, પછી ચાલતો કાવો દાવો.—૨
શેઠાણીઓ સાધુંછું પે'લાં, તેથી કારજ સાધું છું વે'લા,
બધી વાતે મુઠી રાખું બાંધી, પછી વૈદનો વૈદને ગાંધી.–૩
બોલી બોલવી નિત્ય અધુરી, માને માનનીઓ જે મધુરી.
ઠેઠ સુધી ભીડું છું હામ, પછી દેઉં નશીબનું નામ. —૪
હાલ ચાલતું જુઠે જુઠ, ભાઈશા'બ છે તૂતે તૂત.
પડયો મને બરૂસો પક્કો, વાગ્યે તીર, નહિંતો ટક્કો. —૫

**જાની—** ( ઓખા હરણની રાહ )

હોય જ્યાં કોઈ વૈયાકરણી, કે'વું અમેતો તર્કનાધણી;
જીહાં હોયે તર્કનાધણી, કૈ'યે અમેતો વૈયાકરણી;
સાંપડે નહિ કોઈ જે સમે, સર્વ શાસ્ત્રે કુશળ કે'વું અમે;
જીહાં સર્વ તીહાં કે'વું ભાઈ, "વાહ વાહ અમે નહિ કાંઈ."
ટીલાં ટપકાં તાણીને મોટાં, ઘાલી કાખમાં ઠાલી થોથાં;

જતાં રાજ સભામાંહિ ધારી, સંસ્કૃત વદવું સંભારી
કે'વું ઘૃત ગોળ ગોળ મટોળં, ચાર હાથે કરં ચોળં ચોળં.
ભાત શાકસ્ય પશ્ચાત્ વાતં, જમો જમો ભાઈઃ ભલી ભાતમ્
માંહિ માંહિ મલકાવવું મોઢું, ડોકું ડોલાવવું જોઈ દોઢું.
આપતા જવા આશિરવાદ, જગ બોલશે તો "જયવાદ."

ઇંગ્રેજી—દોહરો

( શાકીશ રાબ એકીલા—એ રાહ )

**જોશી**—છોરા ! વિચાર.
**જાની**—અલ્યા ! ગમાર,
**જોશી**—નીવડયો શું નાદાર,
**ત્રવાડી**—કુંભાર ?
**જાની**—ધારી સુધાર.
**ભાણો**—પાકો વિચાર.
**બધા**—વાહ ! વાહ ! ગમાર ! વાહ ! વાહ—૧
**જોશી**—પરની પીડથી ભસ્યા.
**ત્રવાડી**—હેંહેં કરીને આ હસ્યા.
**ભાણો**—માઠી છે દેશની દશા.—વાહ—૨
**જોશી**—ઘર સમાલવામાં લે'ર.
**જાની**—પરની આપણે શી પેર ?
**ભાણો**—કરશો ભુંડાં ! કાળો કેર—વાહ—૩
**જોશી**—તારૂં થવાનું શું કમી ?
**જાની**—મતિજ એની છે ભમી.
**ભાણો**—અસુર છો કે આદમી ? —વાહ—૪
**જોશી**—રાજાથી રાંડ જો થશે,

**ત્રવાડી**—રાજી અલ્યા? ટળી જશે.
**ભાણો**—નશીબ નાશી ક્યાં જશે ?—વાહ—૫
**જોશી**—ખાલી લઢ્યામાં શો છે સાર ?
**બધા**—ભાણીઆના તે શા છે ભાર?
**ભાણો**—કરીલ્યો થાય તે આવાર—વાહ—૬

---

**ગુણકાઓ**— **[ ખમાચ—દાદરો. ]**

( આજ શ્યામ મોહેલીનો—એરાહ )

રાજચંદ્ર રાજે આજ, વેરિ વાદળ વેરીને—એ ટેક.
જય! જય! મુખ જપત આજ, ધન્ય ધન્ય વદત રાજ,
કાજ સકળ સફળ થાય, પરવા ન કલ્પવૃક્ષની.—રાજ૦ ૧

**[ કાફી—પંજાબી ]**

ગણું ગણું દિવસ હું ધન્ય ગણું;
કલ્પતણાં ફળ આજ લણું.— એ ટેક.
માનું ચિંતામણિ મને આજ છે મળ્યો,
ભોળી મુખથી ભણું.— ગણું૦ ૧
આશ અમારી સારી પૂરણ થઈ;
ઓછું નાહીં રહ્યું છે અણું. ગણું૦ ૨

**ચંદબારોટ**— **બિહાગ લાવણી**

[ ખુશ રહો સનમજા એ રાહ. ]

મહારાજ! ભાઈ મશીઆઇ આપના નાના,
દિલ્લિપતિ દીન દયાળ હિતસ્વી સદાના, ૧
જયવંત થઇ ભગવંત મહંત પ્રતાપે,
જશ જરી પતાકા જુઓ જગતમાં સ્થાપે. ૨

જીતી રાણા ને રાવ થયા જગ માથે,
વીર નામ ઉપાર્જન આમ કર્યું નિજ હાથે. ૩
કંઠે ધરવા વરમાળ કીર્તિ કમળાની,
કરે યત્ન ચતુર ચૌહાણ સદા કલ્યાણી. ૪
સંપે સમજી સહુ સુખ સ્વજનને તેડે,
આવ્યો છું શ્રી જયચંદ ! ચંદ હું તેડે. ૫
કરો કૃપા પધારણ કાજ પ્રતાપી પ્રીતે;
આ દિલ્લિ કનોજનો નેહ નભે નૃપ ! નિત્યે. ૬

**ચંદબારોટ— ( સોરઠ જીલ્લો-દીપચંદી. )**

( શ્યામ નેક દયા મોસે ન કરી—એ રાહ )

ક્ષિતિપાળ ક્ષમા ઉર ધરની, સાચી વાત હૃદયમાંહિ સ્મરની. ટેક
વીરનું ધીરતા ભૂષણ ભણતા, ખરે ગર્વી રીતિ ગણી ખરની. ક્ષિ૦
કુપિત થઈને ઉચિત કર્યું છે, ગઇ ગુજરી જરી પરહરની. ક્ષિ૦
તેડી તોરણથી પાછા ફેર્યા, રીતિ આતે કહો કુણ ઘરની? ક્ષિ૦
ન્યાય તણો જય આખર થાયે, પડી શી કહો પોતાને પરની? ક્ષિ૦
માની મહીપતિ ! પોતે પધારી, સજન ફીકર પરહરની. ક્ષિ૦

**ચંદ બારોટ— ( સોરઠની ગજલ. )**

[ ગઇ એક બ એક જો હવા—એ રાહ. ]

તપે ભાગ્ય દેવીનું તેજ ત્યાં, ખાલી ખારથી શો સાર છે ?
ભાગ્યા દેવ દાનવો જ્યાં તીહાં, શો માનવોનો ભાર છે?—ટેક.
નરનાથને સુરનાથનો જ્યાં, સાથ જોડી હાથ રહે;
ગિરિધારી તે ગોવિંદ પણ, ગોવાળના શીરદાર છે. તપે૦ ૧
કામનું ના નામ રાખ્યું, ધામ પહોંચાડે ધરા;

ભોળા શંભુ ભીખારી નગ્નને, સમશાનમાં વસનારછે. તપે૦ ૨
મુકી ભુવન વનવાસ વળીઆ, દાસ થઇ રામચંદ્રજી;
બીડે આણુ ભાગી ભાગ્યની, શૂર એવો કો સંસાર છે? તપે૦૩
સીતાને નાંખી સાગરે, પણ જીવ રાવણનો રહ્યો?
વસુદેવ બાલક વાઢતાં, પણ કંસ વંશ જનાર છે. તપે૦ ૪
દશા સદા ફરતી ફરે, એ આજ તો કાલે આપ છો;
દશાચક્ર પર જગ સૌ ચઢી, ઊંચે નીચે વસનાર છે. તપે૦૫
ભુજાબળે જલધિ તરે, કરે માપ પરમાણુ તણું;
પણ ભાગ્ય સામે ભીડવું, નહિં કોઇથી બનનાર છે. તપે૦ ૬

જયચંદ— **સોરઠ દાદરો.**

( સમાલો તેગ અદાકો જરા. એ રાહ )

બોલો બોલ બારોટજી ! જરા તો તોલ કરી—એ ટેક.
બટક બોલી બારોટ જાતિ ખ્યાતિ છેજ ખરી.
તોયે રાજ સભા માંહી બોલો તોલ કરી—બોલો. ૧
ભાગ્યવંત હશે જુદ્ધમાં પ્રસિદ્ધ તે થશે.
બોલી વચ્ચે કો'શું વળે ? જરા તો તોલ કરી—બોલો.૨
સહસ દાસ આશ ધરે પૃથુરાજ સમા.
જોશે જુદ્ધમાં જેચંદ જરીક તોલ કરી—બોલો. ૩
માન મુકીને જરા તરવાર તમે મ્યાન કરો.
જલધિ પરધિ જાણે કૂપ મંડુક કેમ કરી !—બોલો. ૪
કોણુ ગજું સાગર આગળ ગાગર બાપડીનું ?
સિંહ સાથ બાથ ભીડજો વિચાર કરી— બોલો૦૫

**ચંદબારોટ— ગીતિ.**

યાચક જનની વીનતિ, હિતસ્વી વચનો નરપતિ સાંભળશે.
વાત વિચારી જોશે આશા તરૂવર તો ઝટપટ ફળશે.

## ગીતિ

કુસંપનાં કડવાં ફળ, ભોગવવાં ભૂપતિ પછી પડશે.
કુસંપ સર્પ ઉછેર્યે છેવટ સર્વેને નક્કી નડશે. ૧
છોડો છોકરવાદી ગર્વે સર્વને છેવટ છળનારો.
હાલ હશીલ્યો હોંશે; હોલાતાં દીપ નક્કી ઝબકનારો. ૨
માનો કાંક અમારૂં સ્વામિ છેવટ થાશે સઉ સારૂં.

**જયચંદ—**

જાઓ જાઓ બહુ બોલા, થઈ પડશે સહુ પાછળથી વારૂ.—૩

**સુમતિ— બરવો—લાવણી.**

[ રાજા હું મેં કોમકા ઓર ઇંદર— એ રાહ]

અરજ શુણી અવનીપતિ ! મારી, અંતરમાં અવધાર;
સત્ય સલાહ ઉચરતાં ઉરમાં નહિં ડરનાર લગાર—૧
માલમતાને માન તણી મન મહિપતિ નાંહિ આશ,
મારી મોજ મજાનો મુરબ્બી હૃદય પાસ છે વાસ—૨
સુખ સઘળાંને ઝાકળ જાણું પળ પછી પલટાનાર,
ખીલી ખુબ એ કુમળાં કુસુમો ચટપટ ચીમળનાર—૩
રૂડું નામ કે કીર્તિ રત્નો ગમાવશેજ ગમાર,
આત્મ ઝવેરીનાં પરખેલાં ચોર ન જે હરનાર. —૪
હું નહિં પણ લુણ આપનું નરપતિ નીકળી બોલે બા'ર
**"સુમતિ શ્રી જયચંદ રાજને કુસંપ કુમતિથી વાર"—૫**
કુસંપનાં કડવાં ફળ આગળ પાંડવ પામ્યા આપ;
હિમાળે ગળતાં નવ છૂટી કુળઘાતકની છાપ. —૬
કુસંપના બળનું અટકળથી મનમાં રાખી માપ;
દેશહિતસ્વી ક્ષત્રીપુત્ર તું, પરહરજે આ પાપ. —૭

જયચંદ—

પાપ આપને સુમતિ, ભાસ્યું કુમતિ એજ અમાપ.
રાજ પુત્રનો ટેક તજાવા જેમ તેમ વાળો જવાબ;—૮
ચહુઆણોનો વિજય વિશ્વમાં શ્રવણે સુણશે રોજ,
ને રાઠોડો ચક્ષુચોળતાં માનીલેશે મોજ? —૯
વજ્ર રેણથી એકમેકથી જડિઆં મનને ટેક,
છોડાવ્યાં તે જીવ છૂટતાં કદી ન છૂટે છેક. —૧૦
પાપીને પીડા કરવી એ નરપતિનો નીજ ધર્મ
એ ચંડાળ ચુહાણ તણા હું ચૂંથીશ નક્કિ ચર્મ. —૧૧

**સુમતી. દેશનો જીલ્લો—લાવણી,**

( અધબીચ મોહોબત— એ રાહ )

રાઠોડ રાજ ( ૨ ) આલોચી આજ ઉચાર્યું.
શું શૂર ભૂમિને સ્મશાન છેવટ બનાવવાનું ધાર્યું. —૧
**સ્વારથ**! હા હા ( ૨ )તેં સત્યાનાશ વળાવ્યાં;
ચતુર જનોનાં ચિત્તને ચંડાળ બનાવી ચૂકાવ્યાં.— ૨
વીરલા તુજથી (૨) છેટે રહી ટેક ટકાવે;
જગ વ્યાપી તવ જાળમાં, છટકી જઈ છેક ન આવે.—૩
રે! વીરપુત્ર! કર પરઉપગારી વૃત્તિ,
પ્રજાપાળની પંડિતો એ પઠત પ્રૌઢ પ્રવૃત્તિ—૪

**ભાણો— મહોલે પધારો મહારાજ એ રાહ.**

વેગે વિચારો વાત વડિલવર વેગે વિચારો,
સરદાર કહુંછું સાર— વડી૦ એ ટેક.
નિરખુંછું નર નાથજી! યવન સૈન્ય ચોપાસ,
આશાભેર ઉમંગથી ચાલ્યા રાજ મુકી રણવાસ—વડી૦૧

સાંભળ ! હા ! સમશેરના ખડડડડડ ખંખડાટ,
નોબતનો ગગડાટને યોદ્ધાનો ગભરાટ.—વડી૦ ૨
"હર ! હર ! હર ! હોકાર" "હા ! હાય ! હાય !" હા એજ,
"સુબાન અલ્લાહ" પુકારતા તડુકેછે તુરક હા તેજ—વડી૦૩
રડું રડું પણ શું રડું વળીઓ કચ્ચરઘાણ,
કંકણ કુટત કામિની કરે કરૂણસ્વરે કકલાણ —વડી૦૪
દેવ વિનાના દેવળો, મોટીછે મસજીદ,
સંક્રાન્તિતો સુઈ ગઇ, જોઉં આજે પ્રસિદ્ધ હું ઈદ—વડી૦૫
ચંદીપાઠ પડ્યા રહ્યા, ગયા ધરમને ધ્યાન,
મુલ્લાં બાંગ પુકારતા, કાજી વાંચે જુઓને કુરાન-વડી૦ ૬
શું સાચું આ ? ના નહીં; ભવિષ્યનું છે ભાન;
મહારાજા મદ મુકીને માન માન ભલા ભગવાન-વડી૦-૭

**જયચંદ—** રાગ ઉપરનો

ભિક્ષુક કાયર ભોળવો જો આ ના જોવાય
ઉતરાસન આડું ધરી, નાશી જા જેમ નાશી જવાય—

**સુમતી—**

જરીક જયચંદ વિચારો, વેગે વીચારો વાત—જરી. ૮
માને મદમાતા નહીં

**ભાણો—**....................ભલે હશી હરખાય

**સુમતી—**પાંખ પિંખાશે પોપટા

**ભણો—**............મન હાલ ભલે મકલાય-જરી ૯

**જયચંદ—**

રે ભટ ભિક્ષુક ભામટા ટકટક ઝટ કર દૂર.
ચક્રવાર્તથી બીડવા ભાળ્યો કોણ સમર્થ છે શૂર.-જરી૦ ૧૦

પાપીએ પૃથુરાજને બાંધતાં શી વાર?—
ચુપ રહેરે ચાંપલા ચલવીશું નહી ચકચાર—જરી-૧૧

**જયચંદ—** **વસંત તિલકા વૃત**

શું ઇંદ્ર નો અપર છે ઉપરી કહેલો?
વિષ્ણુ તણો અધિપતિ જગમાં વશેલો?
શંભુ કદી અવરની મરજી ઉઠાવે?
જેચંદને નરપિશાચ કયો સતાવે?

**સુમતી અને ભાણો—**

**(આશાવરી જોગીઆ—ગજલ)**

ભર્તભૂમી માતભૂમિ વીરભૂમિરે
લક્ષ્મીને સરસ્વતીની જન્મભૂમીરે— ભર્ત૦ ૧
સ્વતંત્રતાને સંપને જે જંપવાનું સ્થાન,
નાખ્યું ત્યાં પરતંત્રતાને કુસંપે મુકાન- ભર્ત. ૨
જયાં પરોપકાર કેરો થાતો નિર્મળ નાદ,
"**મારે શું**"નો આજે ત્યાં સંભળાયે સાદ—ભર્ત ૩
માનીતિ કુદરત્ત કેરી ડાહી દીકરી
હા! હા! હા! **સ્વતંત્રતા** રીસાઈનીસરી-ભર્ત ૪
ક્ષત્રીઓતો ઝેરી વેરી કારભારી દુષ્ટ,
લોકો બેદરકાર બન્યે દેવી અસંતુષ્ટ— ભર્ત ૫
ભીષ્મ કર્ણ દ્રોણ કેરી આતે ભૂમી હોય?
કાળથી પલટાયા પછી પારખે ન કોય ભર્ત ૬

**તલંગ જીલ્લો. ઠુમરી.**

[કંગનવા મોરા કરસે—એ રાહ]

**બધા**—કાઢયો શો કહો સાર કહ્યું નવ માનીરે—એ ટેક.

રાવણ—સાચું કે'વા ચાલ્યારે,
**શાંતિસિંહ**..............મઝ્પતા જો મા'લ્યારે,
**જોશી**—મારૂંએ નહી માન્યું,
**ત્રવાડી**..............જુઓને,
**જાની**..............બધું જાણ્યું.
**ભા૦ સુ૦**—ધાર્યું અધર્મે આખર છે ધૂળધાણીરે—કાઢયો.૧
**ધનસિંહ**—કહ્યા શાણા શાણારે,
રાવણ—...........બમણા ફૂલાણારે,
**શાંતિસિંહ**—લવારો માંડયો મોટો,
**ત્રણેબ્રાહ્મણો**—........તુરત દીઠો તોટો,
**ભા૦સુ૦**—પરપોટો ફૂટયે આખરે છે વા'ને પાણીરે—કા.૨
**જોશી**—કો'ને શું કમાણારે;
**ત્રવાડી**—...........રડયા,
**જાની**—.............ચાવા ચવાણારે,
**ધનસિંહ**—ખુશામત ખાશી કરીએ,
**શાં૦રાવણ**—......શું કરવા ફોગટ વઢીએ,
**ભા૦સુ૦**—અધમો જોજો જોજોરહી જાશે કા'ણીરે-કા૦૩
જાયા તેતો જાશેરે થવાનું છે તે થાશેરે,
કીર્તિ રેહેશે સાચી વસુંધરાએ વાંચી. ૪
**બધા**—તમારી શાણી, વાણી બેસો બેસો જાણીરે— કા૦

**( પડદામાં )**

દૂત તથા કંકોતરી સઘળી થૈ તૈયાર,
પણ પ્રધાનો કયાં ગયા;.................
**પ્રધાનો**—........આવ્યા આવ્યા અરે આવાર.
ચાલો ચાલો ઝટપટ ચાલો, ચાલો ચાલો અરે આવાર—ચા—

**પૃથુરાજ. કાફી જીલ્લો પંજાબી.**

(વિધાતા ધન્ય છે તારી—એરાહ)

અહા નરનાથને નથી જંપ જુઓ પળવાર—એ ટેક.
વખતે વખત હા વિવિધ તરેહના,
વ્યાપી રહે હૃદય વિષે જો વિચાર— અહા.—૧
ભભકો બા'ર થકી બહુ ભાસે,
નહિં કંઇ મહિં મન સમજે સાર— અહા.—૨
સમજે પ્રજા કે રાજા સુખી છે,
સુખ ન મનશાંતિ વિના મળનાર— અહા—૩
રાજ્ય ભારથી હ્રદય પીલાણું;
કહો સુખ શાંતિ કીહાં વસનાર?— અહા—૪
કંટાળી ભગવાન કહું છું,
ગરીબ ઘર કાં ન દીધો અવતાર;— અહા—૫

**ઇચ્છિનકુમારી— કાફી જીલ્લાની. ઠુંમરી**

(મૃગલોચન મદમાતીયા— એરાહ.)

મન મોહન ભલે મળીયા,
મને આપનાં દરશન સુખકારી વાલમ—મન—એટકે.
જાગ્યું પદ્મિની કેરૂં પુરૂં ભાગ્ય,
રાતે હાલ રવિ પામી ગઈછે,
એઠી પ્રીતમ પાસ ફળી આજ આશ;
ભલે ભલે વિરહ ટળીયા— મેંવારી;—૧

**પૃથુરાજ— સોહીણી ગજલ.**

(રાજુલ પુકારે નેમ—એ રાહ)

હ્રદય હરણું સુતું હતું શાંતિ હરણી સાથ,
શાંત મંદ પવન મહિં રમતાં રમણી રાત૦—૧

ચકવી ગીત શબ્દ સુણી સ્તબ્ધ થયાં હાય,
ચંડ ચંદ્ર કીરણ વ્યાધ સડપ આવી સા'ય૦—૨
કુસુમની સુગંધ થકી નાવીં કંઈ ગંધ,
રાગમાં રમી રહીને અહહ થયાં અંધ૦—૩
છુટવા ઉપાય સારૂ સેવ્યા કામ દેવ,
મેહેર કરી દેવે દાખી સુંદરિની સેવ૦—૪
ચંદ્રવદની ચતુર ચતુરા હાથ બધું હાલ.
ગરીબ હરણ હરણી નકર બનશે હા બેહાલ—૫

**ઇચ્છિન કુમારી—શ્યામ કલ્યાણ—લાવણી.**

હાલ થાત આ હરણ હઠીલા, માનત વાત અમારી.
વનમાં વળીઓ મૂકી સાહેબી, પ્યારી શાંતિ પુકારી. ટેક.
હેમ સાંકળી હેત ન રૂચી ખૂંચી પદ્મ પથારી,
લે વનમાં લાધ્યો શો લાડુ આવ્યા આખર હારી?—
ના બાપુડા રખે રડે તું, ઓછું અંતર આણી,
ચર્ણ ચાંપશું અમૃત પાશું, સે'લ કરે સેલાણી.—
હાંફિશ નાહિ કોમળ હરણા! ચંદ્રકિરણ કુણ માત્ર,
હાલ હાલ મંદિરમાં મા'લી, શીતળ કર સહુ ગાત્ર.—
હેમ હિંચોળે હિંડ હિંચોળું, પોંચાડું તવ આશા,
હું સરખીની હુંફ છતાં શા શાણા તારે સાંસા?—

**ચંદબારોટ— જીલ્લો ઝીંઝોટી—દાદરો**

[ દીનનો દયાળ છોડી—એરાહ ]

શું સ્વરૂપ સુંદરિનું વચનથી વખાણું?
જાનમાં ન તે સમાન રમણી રત્ન જાણું૦—શું૦ ૧
વૃદ્ધ વિધિ રંક થકી રૂપ શું રચાણું?
ઉધેઈ કેરા અંક રૂપ જરૂર ચિત્ત જાણું—શું૦ ૨

સર્વ ઉપમાન એક સ્થાનમાં સમાવી,
શક્તિ સર્વ જોવા સારૂ બાળિકા બનાવી.—શું૦ ૩
ગર્વ સર્વ સ્વર્ગ મૃત્યુ નારીનો હઠાવા,
દિવ્ય કુમરીએ બનાવી, વિજય નીજ બતાવા—શું૦ ૪

**પૃથુરાજ— ખમાચ જીલ્લો—કુમરી.**

[નજરા ગયે બાલમ—એ રાહ]

અવનીપરની શું આ અબળા ?— એ ટેક
રંભા મેનકા કે પોતે પાર્વતી શું હશે આતે ?
કદી વિષ્ણુ વીખુટી હશે કમળા.—અવની૦ ૧
જોને શું આનંદકંદ વદન પુનમચંદ.
કેવી ચતુર વિચક્ષણુ છે ચપળા?—અવની—૨

**પૃથુરાજ— (જોગી જોગન બનાકે એ રાહ.)**

વિધિ વિષે વિશેશ વિચાર નહિં,
જુઓ કરેછે કઈનું કઈ—વિધિ૦ એ ટેક.
ઠામ ન દેખે કંઈ, કુઠામ ન લેખે કંઈ,
જ્યાં ત્યાં લાકડે માંકડું મેળવે સહી—વિધિ. ૧
ચંદ્ર કલંકિત સૂર્ય સંતાપક,
જુઓ કમળ બનાવ્યું જઇ કાદવ મહિં—વિધિ. ૨

**તલંગ જીલ્લો કુમરી**

[ બતાદે સખી કોન ગલી— એ રાહ. ]

"રૂચેછે" પૂછે શું તું હવે હે યાર ?— એ ટેક.
કરી સરજોરી કાળજું કોરી,વશીછે જઇ અંતરમાં આવાર. રૂચે૦
અંતર ઇચ્છું સર્વ ઇંદ્રિઓ, નયનમય કરે સરજનહાર.—રૂચે૦

## સીયાનો કનરો.

[ તારૂણી તુજથી નથીરે—એ રાહ ]

વાંચી હૃદયમાં જોજો વિચારી, આજુએ રાખી બેદરકારી. ટેક.
ચંદે પઢાવી તવ ગુણગીતા, રાખી રહીછું હૃદયે ઉતારી;
તે છબી દેખી દીવસ ગુજારૂં, નાઠાં સુખ સહુ આપજ હારી.
ઝાઝું લખ્યેથી લબાડ લેખાઉં, તોપણ હું તો સદાની તમારી;
ક્ષત્રીવર પર પૂર્ણ ભરોંસો, મા'વીર રાખજો લાજ અમારી.

---

## કર્ણાટકી— ખમાચ જીલ્લો દાદરો.

[ નીપટ નીડર નટવર—એ રાહ. ]

નફટ મદન નટખટ મને ઝપટ સપટ ઘેરે—એ ટેક.
શરમ સમજ સકળ વિસરી નીસરૂં હું કઈ પેરે ?
સાંભળ સજની અરજી મરજી પલકમાં વિખેરે—નફટ૦
ધરમ કરમ ભરમ મરમ ભુલવીને ભંભેરે;
'યાર યાર ' એ વિચાર પ્યારથી ઉછેરે.—નફટ૦

## ભોપાળી કેરબો.

[ યારસે બદલી કયું નજર તોરી—એ રાહ ]

લાલથી લાગીરે લગન મારી—એ ટેક.
સ્નેહ સંધાયો સજડ સજનથી મનમહિં બળબળ થાય;
વારૂ વારૂ તોયે મન ન મનાયે, દિલદાર પાસે દોડી દોડી જાયે. લ૦
પે'લી નજરમાં પ્રીતમ પકડ્યા, નિશદિન ગુણ તસ ગાયે;
પલકે પલક "પ્યારાજ" પુકારે, જુઓ લોભી જરી ન લજાય. લ૦

## ચંદ્રભાગા, પદમાવતી—કાફી જીલ્લો દાદરો.

[ દઇ મારી તુરકવાને ઘેર દઈ—એ રાહ ]

મન શેણે મનાય ન આલીરે ? —એ ટેક.

જાતે નાચી વળી મનને નચાવી
બેની ધીરજ તુંજ ઘડીમાં ઘટાડે.—મના૦ —૧
જોબન કેવું માને ન તારૂં ?
કેમ સ્વારથ વીર ન મારી નસાડે ?—મના૦ —૨

( મારારે સ્વામી બોલોને—એ રાહ. )

વ્હાલીરે મારી વાત જરી તું વિચાર;
સમજ કાંઇ લાજ અલી તું લગાર.—વ્હાલી૦— ૧
ઘેલીરે થઈ માંડયો શું આ ઉતપાત ?
ધરે ન કાને કોઇ તણી તું વાત.—વ્હાલી૦— ૨
સમજણીનું લક્ષણ છે જુદૂં,
કરે ન જે તે ધાલી કદિ ઊંધું.—વ્હાલી૦— ૩
કહીએરે બેની કાજ અમે તારે.
કર્ણાટકી—કરીશ હું તો મન ગમતું મારે,
પડી શી પરની પીડા તારે.— ૧

કર્ણાટકી— કાફી—જીલ્લો—ઠુંમરી.

[ પીયા કારન સેં સિનગાર ચલી—એ રાહ ]

સખી લાવ સજું શણગાર અલિ,
ખીલી યાર સમાગમ આશ કળી.—સખી૦— ૧
વાત ચિત થઇ ચુકી વચન વિણ,
નાથ સાથ જીહાં નજર મળી.—સખી૦— ૨
યાર યાર ચોઠાર નીરખું.
સજ્જન નયનથી બુદ્ધિ ચળી.—સખી૦— ૩

(બીહાગજીલ્લોપંજાબી.)

[દેખો સખી કનૈયા.—એ રાહ. ]

આવે હવે સાહેલી ક્યારે પ્રીતમજી ?

મદનશરે વિંધ્યું મન મારૂં વા'લી.—આ૦—એ ટેક.
કહો ધીરજ ક્યાં ટકનારરે ?૦
છબી રૂપે રહ્યા વળી છબીલ છેલ—આ ૦ ૧

**સાહેલીઓ—(ખમાચ જીલ્લો દાદરો.)**

[ આવત મોરારી—એ રાહ ]

આવત લાલાજી આવત લાલાજી.
કર્ણા૦—સાહેલી ચંદ્ર વદનજે વિમળ ને વિશાળ ભાળ
છેલ છબિ છોગાલાજી.—આવત૦—
ફળી ફળી મુજ આશ આજ, રસિકને રૂપાળા;
ચતુર ચંચળ ચાળા, ચાલ હાલ આણે વ્હાલ,
લાગી વાલમ ! વ્હાલા ! લગન લાલાજી.—આવત૦ —૧

**(ભરવો—દાદરો.)**

[ ભલા મોએ રામા.—એ રોહ ]

**કૈમાસ**—બોલે શું બાળા? બોલે શું બાળા?—એ ટેક
**કર્ણાટકી**—જાવાદો ચાળા. જાવાદો ચાળા— એ ટેક
**વિદૂષક**—આમનાં મ્હો કાળાં. આમનાં મ્હો કાળાં—એ ટેક
**કૈમાસ**—રાજ પૃથુરાજ તને ધારે નીતિમાન,
**કર્ણાટકી**—નાના હવે તો આપ છો જીવજાન. —૧
**કૈમાસ**—આજ સૂઝયું શું તને કે વદે આ વાણ.?
**કર્ણાટકી**—શૂરે પુછોછો હવે મારી નેનબાણ —૨
**વિદૂષક**—મનતો ઉછાળા મારે ભાઈ બતાવે બાનાં.
શાણીસીતા થયા છે થૈને અજાણ્યાં —૩
**કૈમાસ**—નાયકા તું નીતિમાન નીવડે નાદાન.
**કર્ણાટકી**—લાલ તેં ભૂલાની ભાન કીધી છે હે રાન—૪
સફાઈ બતાવો શેની, ધરી અભિમાન?

**કૈમાસ**—મુરખી હજુએ કંઈ માન માન માન —૫

**સઘળીસ્ત્રીઓ— બીહાગ-ઠુમરી.**

(મોહીની કીલાગે સુરત—એ રાહ)

રસીલી તારી મુરત લાલ મનોહારી,
એજી જાઉં વારહજાર હું વારી—રસિ.—એ ટેક.
તમને શું સમજાવું શાણા? પીડે મદન અનાડી—રસિ;
લાલ તમારે નાહિં ગણુતરી, બાળાબની એ બીચારી—ર.
માનો મોહન પ્યારી પુકારે, હારી લ્યો નારી હારી—રસિ.

**કૈમાસ— ખટ-જીલ્લો. પંજાબી.**

(મેતો શાહાજાદેકું ઢુંઢન—એ રાહ)

અરે નારી જાવાદે નાદારી;
વાત તું અંતર જોને વિચારી.— એ ટેક
સ્વારથ તારો શીદ બગાડે?
**કર્ણાટકી**—કામ કરાવે લાચારી.— અરે.—૧
ધન નહીં માગું, મન તન માગું.
**કૈમાસ**—ભાગ્ય દશા તુજ પરવારી.— અરે.—૨
**કર્ણાટકી**—સુભાગ્યે સહુ સૂઝયું મુજને.
**કૈમાસ**—છાંડ છાંડ છટ હઠ નારી.— અરે.—૩

**સઘળીસ્ત્રીઓ. કાફી-જીલ્લો-પંજાબી.**

(ચંચળ ગુજરી બીજનાર—એરાહ)

ચંચળ ચતુર સુજાણુ હવેતો મારૂંમાનો પ્રીતમ પ્રાણુ!
રંગીલા રસિલા પ્યારા રીસાઇ રહો શું ન્યારા?
હઠીલા! હઠ આશી માંડી રે?—
છાંડ દે જક છક છેલ હવે નો તક આ સા ના ચુકી રે—૧

કર્ણાટકી— ખમાચ. જીલ્લો. પંજાબી.

(સૈયા છાડદે મોરી સૈયા—એ રાહ.)

પ્યારા! નેનથી ના રહો ન્યારા. —એ ટેક

પલકે પલક મન પ્રીતમ ઝબકે, મારે કામ ઉછાળા—પ્યારા–૧
શરણુ રટણુ એક પ્રીતમ તારૂં. માનો મોહન મતિયા—પ્યારા
વાદ વિવાદ જવાદો વ્હાલા! આપ જીત્યા અમે હાર્યા—પ્યારા. ૩

કૈમાસ— રાગ ઉપરનો.

પ્યારિ હું છું અતુજ પર વારી.—એ ટેક
તન મન ધન આ અરપણુ તુજને.
ભોલું મુખ બલિહારી.—પ્યારી૦—૧
મન પોપટ આ પ્રેમ પાંજરે;
વ્હાલી પાજે વારી.—પ્યારી૦—૨
પ્રીતે પ્યારી કરી પરીક્ષા.
નીવડી નીશ્ચળ નારી.—પ્યારી૦૩

બન્ને—

ધન્ય ધન્ય છે દીવસ આજનો, મળીયાં પ્રીતમ પ્યારી.—

સાહેલીઓ— માઢ—ગજલ

[ નીંદ તો ગઈ—એ રાહ ]

કાંઈ રંગે રમતાં રજની જાશે, પીલ્યોને શરાબ—એ ટેક
પૂરણુ ભરીયું રસિઆ આલ્યો, પ્રીતિ રસેથી પાત્ર.
માનુની દેખી મુનિવર ચળીઆ, માણુસ તે કુણ માત્ર? ૧
સાજન સજની સલાહ કરીને, મારી કાઢો કામ;
એ પાપીડાએ પોકરાવ્યા. તોબા તોબા રામ—૨

પૃથુરાજ— ઝીંઝોટી—જીલ્લો—પંજાબી.

જાને કમજાત હવે વધુ શું સતાવેરે ?
જાહેર થઈ છે જારી બાનાં શાં બતાવેરે?—૧
ભૂલ મારી મોટી થઈ સંઘરી સાપીણીરે.
પ્રપંચ ન જાણ્યા મેંતો તારા હે પાપીણીરે.—૨

કર્ણાટકી—

માફ કરો માફ કરો માયાળુ મહારાજારે.
મેંતો મુરખીએ લોપી મહિપતિ માઝારે—૧
નજરો નજર દીઠા જુઠું શું ઠરાવુંરે?
નશીબ ફૂટયા પછી હું ઘણી ગભરાઉંરે—૨

કર્ણાટકી— માઢનો દાદરો.

અરે હાય મઝા મુકીરે.
કાંઈ ઝોલા ખાતી થઈ હું બેની !—મઝા૦ એ ટેક
શું કરવું ? કાંઈ સૂઝ પડે નહિં, કયાં કરૂં જઈ વાસ.
મેં નાદાને સુખ સઘળાંનો, હાથે કીધો નાશ—૧

સાહેલીઓ—

શું કરવા ગભરાઈ શાણી, ઉર રહે ઉદાસ.
શ્રી જયચંદ આવાસ વસીશું. પૂરીશું મન આશ;
કાંઈ ઝોલા ખાતી થઈ તું બેની મઝા મુકીરે.—૨
એ છે યુક્તિ બરાબર બેની, થા ઉઠી તૈયાર.
વેરીના વેરીની દોસ્તી, વાંછે છે નર નાર.—૩

# ( અંક બીજો. )

**જયચંદ**— **સર્પે આંખોપે કલેજેપે એ રાહ.**

ભટજી કહો આ શું જરા ધીરેથી ઉચાર કરો,
હવે એ દુષ્ટ અધર્મીનો નક્કિ છેજ મરો.— ૧
ચક્રવર્તી આજ રાઠોડરાજ શસ્ત્ર ધારીને,
દેખાડું એ દુષ્ટને જમદ્વાર ઝટ સંહારીને.— ૨
છોડું નહિં છાલ કોઇ કાળ એ નાદારનો,
મુકું નહિં માર્યા વિના પાપી પીડનારને.— ૩
હાય! અદેખાઈ રાંડ ભાઇ મારો મારીયો;
મુકું કેમ ચૂશ્યા વિના ચંડાળનીનો હાડીઓ.— ૪
ભાઈ કેવો શાણો મારો ગરિબ જાણે ગાય હતો,
કહેતો નિત હાજી હાજી; ક્રોધને ન જાણતો. — ૫
ભાઇ તું નિચિંત રેહેજે જીવુંછું હું જ્યાં લગી,
પાસે તારી મોકલું એ પૃથીઆને નાહિં ડગી.— ૬

**ધનસિંહ**— **કેરબો-ઠુમરી.**

અરે એના તે શા છે ભાર, મગતરૂં મસળતાં શી વાર ?

**જયચંદ**—ચાંચણ પેઠે ચોળી નાંખું, દેખાડું જમદ્વાર—અરે—
ગાજી રાજી થાઓ, ભલે પણ પાછળ પછડાનાર—અરે૦ ૨
રાચી નાચી સિંહરાજ એ, મુરખ છે મરનાર—અરે૦ ૩

**ધનસિંહ**—ધાસ ફુસને ફુંકી દેતાં અગ્નિને શી વાર?—અરે૦ ૪

**કર્ણાટકી૦ સાહેલીઓ૦—(કેરબો.)**

હા! હા! બારોટ! અમારા આ હાલ થયા.
લાજ છાંડતાં સુખ છટકયાં, છૂટયા શ્રી ચોહાણ.

**જયચંદ**—છટ્! છકેલી! છટ્, બકે બકે છકેલી શું આજ બકે!
**કર્ણા૦ શા૦**—સ્વર્ગ તણું સુખ ભોગવી ફુલી પાપ કરી ફસ્યાં
હા! દશા! જેચંદધર દાસીને વેશે વસ્યાં.
એજી ચુક્યા ચતુર ચૌહાણ સંગ—

**જયચંદ**—ચૂપ ચળેલી! ચૂપ.—હા૦

**કર્ણા૦ સા૦**—ચક્રવર્ત્તી જેચંદ ઘર પામ્યા વાસ સુભાગ્યથી.
ફુંકી મુકીછે ઉદાસી અંતર આનંદ આગ્યથી.
એજી આશા સકળ ફળનીછે રહી.

**જયચંદ**—વાહ્! ચતુરા! વાહ્!—હા૦

**કર્ણા૦ સા૦**—હા! હા! બારોટ! અમારા આ હાલ થયા.

**કર્ણાટકી— બીહાગ— જીલ્લો–પંજાબી.**

સમજે સમજે જોવના! સુજાતરે—સ૦—એ ટેક
આમ તાત આમ જનની લાગી, તોયે તું વિચારે ન વાતરે. સ૦
આમ સ્વર્ગને આમ નર્કછે; કરીશ ન ઝંપાપાતરે.–સમ૦–૨

**સંયુક્તા૦— કાલિંગડો—દાદરો.**

લગન સખી લાગીરે; સૂઝે ન કાંઈરે.—લગ૦—એ ટેક
ચિત્ત હોયતો વાત વિચારૂં; ચાલ્યું નાથ સાથ ચાહીરે.–લ૦ ૧
મન ગજવરને વશ કરવાને, અંકુશ એકે નાહિંરે.–લગ૦–૨
પ્રીતમ માવત હાથ વાત હવે, ભોળી ભજની ભલાઇરે.–લ૦૩

**સાહેલીઓ— માઢ—ગઝલ.**

તને કેટલું કહીએરે ભલી બાઈ! મારૂં તો કંઈ માન ?–એ ટેક
લક્ષ્મીને જેમ વિષ્ણુ શોભે, સીતાને જેમ રામ,
દંપતી દીપશો તેમ તમે પણ, તાત ઘણા ગુણધામ–તને૦ ૧

જોકે શ્રી પૃથુરાજથી પામશો, સ્વર્ગ સમાણાં સુખ;
આડાં પડેલાં માત પિતાને દેવાયે તોયે ન દુઃખ.-તને૦-૨

**સંયુક્તા--** **કાલીંગડો--ઠુંમરી.**

સાહેલીરે આડી વાત ન આણ.—એ ટેક
તલપ તલપ થયુંછે મન મારૂં. ભુંડી રાખ જરા તો ભાન?-સા.
મદન થયોછે વેરી મારો, કેમ થાય અલિ ! તું અજાણ ? સા૦૨
શું કરવું ? કાંઇ સૂઝે ન સુજને, નિવડે સ્નેહી નાદાન૦-સા૦ ૪
સૂઝે તે કરજે અલિ ! શાણી ! મારે મારો ભગવાન૦-સા૦

**જયચંદ-જુન્હાઈ-ભાટ.** (ગજાનંદ દુંદાળા-એ રાહ.)

ભલેરા ભૂપાળો ! મળી તમે દીધું બહુ માન—એ ટેક.
પોતે પધારી કિર્તિ અમારી વધારી હે વિદ્વાન.-ભલે-૧
સંયુકતા આ સુતા અમારી, ચંચલ ચતુર સુજાન-ભલે૦-૨
પસંદ કરશે પ્રીતમ પોતે, જ્ઞાની, વીર, ગુણવાન્-ભલેરા—૩
આશા હશે સઘળાને સરખી, તરશે નશીબવાન---ભલે૦-૪
કનોજ કેરી કમળા કરશે, કોક ભૂપતિ કલ્યાણ—ભલે—૫
રન રૂપાળું રાચી રેહેશે, શોધી લઈ શુભ સ્થાન--ભલે૦—૬
કંથ કંઠ વરમાળ ઠવીને, દેશે એ સન્માન. –ભલેરા—૭

**જયચંદ—** **ગીતિ.**

સંયુક્તા ! તુજ સજની બતાવશે નરપતિ તણા નામ.
ગુણ વરણન પણ કરશે, શોધી લેજે શૂરવીર ગુણધામ.-૧
કમળા સરખી કુમરી, વિષ્ણુ કંઠે વરમાળા ધરજો.
**કેહેરકંઠીર** આદી, મહિપતિમાંથી કંથ નકી કરજો.—૨

**સાહેલીઓ— કૃપા કરજોરે દેવ મુનિ—એ રાહ.**

બેની મારીરે આછે ભૂપ ભાગ્યશાળી.
માળા નાંખોરે પસંદ કરી પુન્યશાળી.—એ ટેક.
ચાપોત્કટ કુળ મહારાજા, ગુર્જરપતિ વીરમદ ભાજ્યા,
'**ભીમ**' રણ ભૂમિમાં ગાજ્યા—બેની૦—૧
આબુપતિ આ 'જીત' નામે. **મરૂપતિ** જો આ પતિ પામે
હઠીલા વીર શીર નીજ નામે.—બેની૦—૨
આ પરમાર કુમાર પ્રતાપી, કેહેરકંઠીર અરિ સંતાપી,
પ્રજા પીડ સકળ જેણે કાપી.—બેની૦—૩

**સંયુક્તા— રસ્તેમેં કાના ખડા રહા—એ રાહ**

વિઘ્ન હઠાવા તાત તરફનું, શી કરવી તદબીરરે ? એ ટેક.
મનડું મદ માતું નવ માને, ઉલટું બન્યું અધિરરે.
બીક બિચારી ઉઠી નાઠી. આજ છઉં શરવીરરે—વિ૦ ૧
પ્રીતમ મન સાથે મન મળીયું; પણ દિલમાં દિલગીરરે:—
અભાગણી આ દેહ મળે નહી, સુંદર વીર શરીરરે!—વિ૦ ૨
ગ્નાન માનને લજ્જા લૂંટયે, ગુણ ગયા ગંભીરરે.
લુંટારૂં મન પ્રીતમ શરણે, આખર જાત અમીરરે—વિ૦ ૩
ઉપાય એક અવર નહિં સજની, મળ્યા વિના મહાવીરરે.
પ્રીતમ મારા પ્રીતમ પ્યારા, રંગ રાખ રણધીરરે.—વિ૦ ૪

**સંયુકતા— જંગલો ઝીંઝોટી ત્રીતાળ.**

તાત પગે પડી સાતવાર હું, છાલ છોડવા વિનતિ કરૂંરે.એ ટેક
તન રવડે ને શીર રખડે પણ, હું દિલમાહિં નાહી ડરૂંરે;
રાત દીવસ એ રસિક વીરની, મૂરતિ મનમાંહિ સમરૂંરે—તા૦
માયા જાજો કાયા જાજો, થાય શું જો કદી રીબી મરૂં !
તોપણ તાત કદાપિ કાળે, વાલમ વીર નહિં વિસરૂંરે.—તા૦ ૨

ઈંગ્રેજી-રાહ

**જયચંદ**—માન હજુ જરી નાદાન ! દીકરી !
**સંયુકતા**—પાછા પેસે હાથીદાંત બા'ર નીસરી?–માન એ ટેક
**જયચંદ**—હજુએ કહુંછું કરી વિનંતિ.
**સંયુકતા**—.............મારો તો નક્કી નાકાર.
**જયચંદ**—મરવાને ધર માથું તારૂં.
**સંયુકતા**...........લ્યોને તે તો આ તૈઆર.—માન. ૧
**સાહેલીઓ**—મા'રાજાજી માફ કરોને એતો નક્કી છે નાદાર.-
**જયચંદ**—નાક હરણ કરતી એ દુષ્ટા છોડ છોડરે આ તરવાર.—

કાફી જીલ્લો પંજાબી.

**જુન્હાઈ**—જાવાદો સ્વામી નાથ ! હાલ હઠે એ ચઢી.
આટલું આટલું માનો કહું કરજોડી.સ્વામી—એ ટેક.
**સાહેલી**-એ અણસમજુ આપ છો સમજુ;
**જુન્હાઈ**-હૈયું એનું હાલ નકી હાથ નાથ ! નથી-સ્વામી.-૧
**સાહેલી**-છોરૂ કછોરૂ નીવડે, ન માવીતર.
**જયચંદ**-પ્રાણપ્રિયે છાંડો જક ઉતારૂં હું એનો છક-સ્વા૦૨

**જુન્હાઈ**— બીહાગ ગજલ.

શરમ નહિં તને જરી નાદાન દીકરી. !
કોની પુત્રી કયાં જવા મતિ ભુંડી કરી—શરમ—એ ટેક
સિંહણીની તું જણી ચાર જઈ ચરી;
કસ્તુરીની વાસ અલિ ! પ્યાજમાં પડી.—— શ૦— ૧
સાકર શું મુરખી જઈ ખરને ધરી ?
અભુજને શું હાથ દેતાં દીલ ના ડરી ?— શ૦— ૨

કુતરાને ખીર મુઈ? નાંખતી ખરી;
રેહુને રેહુને છાની અલિ! મુરખી મરી.—શ૦— ૩

**સંયુક્તા—** **સોરઠ જીલ્લો પંજાબી.**

દયાળુ માતાજી મારૂ દીલ ના દુભાવોરે ?
જાવાદો નાહક જક તક ના ચુકાવોરે. —મા૦ એ ટેક
મળ્યે અમર તરૂ મરૂભૂમિમાંહી, મુરખ જોશે જોશરે,
મુરખ મુરખ મુરખરે ચતુર આતુર ચિત્ત ચળે ન ચળાવોરે—

**સંયુક્તા—** **ખમાચ જીલ્લો પંજાબી**

છેડો પળ પળ શાને મારી માત?——એ ટેક
રસિયા રહ્યા છેરે હૃદય કમલમાંરે;
મેં વારી છૂટત નાહિં છોડયારે.—— ૧
અજબ ગજબ છે રે, આ પ્રીત તાંતણારે;
મેં વારી તૂટત નાહિં તોડયારે.—— ૨

**જુન્હાઈ—** **કેરબો–ઠુંમરી.**

છોડી ! છાકેલી છેક કેમ આજે છું છાપરે ચઢી ?
માંડ માંડ માનજે ના નાંખી કહું છું ટેલ.
હજુએ હઠીલી ! હઠ મેલ મેલ મેલ.——છોડી૦— ૧
મેહેલને ઝરૂખા મુકી ખરે ગરે ખાડ ?
માનને મિજાજી ! છક છાંડ છાંડ છાંડ.——છોડી૦— ૨
"કોણ બોલે !" ધાર્યું ત્યારે તને આવ્યું તાન;
મુરખી હજુએ કંઇ માન માન માન.——છોડી૦—૩

**ઠુમરી પંજાબી**

**સાહેલીઓ**—તું તો સંકટ શાને મન માને મારી સજની ?
હિમ્મત સકળ કેમ હારે હાલ.—તુંતો—એ ટેક

**સંયુક્તા**—જોને મદન ક્રૂર પળ કેડ ન મુકે મારી!
હુંતો બેની! બનીછું હાય! બેહાલ—હુંતો—૧
**સાહેલીઓ**—એતો ક્ષત્રિવીર, કદિ ધર્મ ન ચૂકે નકી.
"સાક્ષી મનોમન" એ વિસરે શું?—તું તો૦...
**સંયુક્તા**— ગીતિ.
દુર્લભ જનમાં મન આ, તન ગુરૂ જનને વશ છે રે બેની!
સાહસમાં નહિં સમજું, મરણ વિગર શું શરણ અવર કે'ની?—
**પૃથુરાજ— નયરી પનઘટ પર દેખી—એ રાહ.**
ભુવનઝરૂખે મેં જોઈ નાજુક નાર;
ચતુર નજરશર મારી, ધીર ધારી,
મારી ધીરજ હડાવી પળવાર.—ઝરૂ૦—એ ટેક
રચ્યો મંદ હાસ્ય સુખકંદ ફંદ,
ફર્યુ હૃદય કરૂં હું શો વિચાર?
સાથ વીરતા લેઈ હાથ,
કરી કેદ મુકી ગઈ પેહેરો પ્યાર.—ઝરૂ૦— ૧
**પૃથુરાજ— [કયું હે દેર લગાઇ પ્યારે એ ટેક.]**
શાને તું શરમાયે? પ્યારી! મન મારૂં મુઝાયે—એ ટેક
સંકટ સહસ સહન કરી વાટે કામની આવ્યો તારે માટે.
કેમ હવે કચવાયે? પ્યારી! —મન૦— ૧
બળે મદનબાણે તન વ્હાલી! કર શીતળ આલિંગન આલી;
હાલ હાલ હરખાએ. પ્યારી!—મન૦— ૨
**સંયુક્તા— ઝીંઝોટી દાદરો ગજલ.**
ચહુઆણ છો સુજાણ આપને હશે.
ન ક્ષત્રિપુત્રી માત તાત આણ મુકશે.—— ૧

છું કામથી પીડાઈ આમ તોયે શું થયું ?
શું પૂર મૂળથી વિરૂદ્ધ કોઈ દી વહ્યું ?— ૨

પૃથુરાજ— મોરી બઇઆં એ રાહ.

હવે બાનાં ન બતાવો મારી પ્યારી જાન: !
લાગ્યું ચંદ્રવદનિ ! એક તારૂં તાન—હવે૦—એ ટેક
લાજ શરમ તુજ કાજ તજીને;
ધર્યું હાલ કૃશોદરિ ! તારૂં ધ્યાન.— હવે૦— ૧
ચંદવચનથી છબી ચીતરી ચિત,
ભૂલ્યો ભોળી ભામીનિ ! સકળ ભાન.—હવે૦— ૨
રાત દીવસ રટું રમણીક રમણિ !
ગાઉ ગુણવંતિ ! એક તારૂં ગાન.—હવે૦— ૩
દીપ પતંગનો ભાવ ન ભજવો,
દે પ્યારી ! મારી તું મારી અધરપાન.—હવે૦— ૪

આલીધન એ રાહ.

ડાહિ મારી પ્યારી ! થાય એમ કેમ ડરકણ ?
ઝટપટ ગ્રહણ કર, પ્રચંડ કર, ધીરજ ધર,
પ્રભુજી સ્મર, જરાક,—ડરકણ—ડા૦ એ ટેક.
કર મનમાંહિ માપ વીર છાપજ. શું ભૂલાય;
કરી પરવશ કાગળ ?
તુજ વચને જીવન પણ અરપણ; લે બતાવ;
હવે અડચણ.—ડાહી૦——૧

સાહેલી૦—

લખી પત્ર કર્યો શીરછત્ર સખિતેં, શું ફરાય દઈ વચનને તનમન ?
ચાલ ચાલ મુક બાળા ચાળા, હૈયું તો અલિ ! ધડકત—
લેની એની ! પ્રીત સાંધ બાંધ કર મીંઢળ.

**સંયુકતા**—પણ મમ તાતજી ટેક પૂતળુ.

**સાહેલી**—...........શું જોઇને કર્યું સખી પૂતળું વર?

**સંયુકતા**—આપ વચન થકી આપ વદન જોઈ,
લ્યો બાંધું.

**સઘળા**—...........ધન્ય જય જય.
ધન્ય દીન ધન્ય દીન ચાલો હવે ઝટપટ.

## ( અંક ત્રીજો. )

**સમરસિંહ—(હંસારે રાજા એ પીંજરા એ રાહ.)**

પંખીડા તારૂં જાણીશ જગમાં ન કાંઈ.—એ ટેક.
મન નહિં તારૂં, તન નહિં તારૂં, સુંદરી સુત માઇ ભાઈ રે.—
કર્મ સેલાણીએ આણી પુર્યો,ભુલ્યો ભુંડા ભોળવાઇ રે.— પં૦
રાચી રમી રંગ વિવિધ તરેના, શકિત સકળ છે ગુમાઈ રે.—
ખાન પાનને રંગે રાચી, ફોગટ ફૂલે ફસાઇ રે.—પંખીડા. ૪

**સમરસિંહ— કાફી.**

લે પ્રીત પ્રભુજીથી જોડી, રે'શે અંતે રાખોડી—એ ટેક.
કાયા, માયા, તનુજને જાયા, મળશે મહિં માટોડી.—રે. ૧
ચારે તરફથી સળગતું જોશે, પાપી રહેશે પોઢી.—રે. ૨
દૂર જવું ઘર બા'ર મુરખડા ! ધર્મ શરણ કર દોડી.—રે. ૩
પુણ્યતણું લે ભાથું બાંધી, પછી ખીંટીએ જાણ પીછોડી.–રે.

**સંયુક્તા— સોરઠ.**

સખિ રણમાં ધસીઆ રસિઆ.
તોયે હૃદયે છે વાલમ વસિઆ.—સખી.—એ ટેક.
અનંગ જરા તું અળગો રેહેજે, માગ માતભૂમિ ભકિતને દે જે,

કાન મહિં જઇ કેહેજે "અડગ રેહેજે રણુરસિયા ! —તોયે૦ ૧
"દુઃખ વિના સુખ કોઇ ન પામે, મરવુંતો છે ઠામ ઠામે.
"દેશ તણા કંઇ કામે, પ્રાણ આ વામે, ધન્ય ધરીઆ."તોયે. –૨.
શું કરૂં ? બેની ! વિરહ સતાવે, ઉપર ઉછળી ઉછળી આવે,
વૃત્તિ સકળ પળ માંહિ દબાવે, ક્યારે એ આવે, મન વસીયા? તો.૩

**સાહેલીઓ—** **સોરઠ—ઠુમરી.**

અલિ ચંચલ નાર કંઇ ધીરજ ધાર, મન લગીર વાર; છે ત્યાંજ સાર.
એક પલક માંહિ બની આમ ઉદાસ— અલિ૦—૧
હજુ નાથ આશ, કેમ હું ઉદાસ ? ખરે સમજી ખાસ. કાઢ શોક કાશ
નાંખે શું નિશાશ ? કહી "નાથ ! નાથ !" અલિ૦—૨

**સઘળાં,—પ્રભુ એહેર કરો હમ ઉપર—એ રાહ**

ધન્ય ! દીન આજે થયો છે જય !
**ભર્તભૂમિ** કેરો જય ! જય ! જય !— એ ટેક
ચક્રવર્તિ પૃથુરાજ આજ નીરભય,
પ્રભુજી પસાયે વિજય ! જય !— ધ૦ ૧
દુષ્ટો દંડી દંડી કીધા નિરભય,
**સંયુકતા**—જયમાળા આ લ્યો સ્વામિ.—
**સઘળા**—..............જય ! જય ! જય ! —ધ૦ ૨

---

## ( અંક ચોથો. )

### ગુઇયાંરે મેંતો કહાં પાવું—એ રાહ.

**સંયુકતા**—પિયુજી કેવી પ્રાતઃકાળની લે'ર ?— એ ટેક.
**પૃથુરાજ**—માનુની માનો મહાપ્રભુજીની મે'ર— એ ટેક.

**સંયુક્તા**—કિલ કિલ કરતાં પક્ષી કૂદેછે;
**પૃથુરાજ**—આ છે સ્વતંત્રતાનો ફેર.— માનુ૦ ૧
શાંતકુમારી કુદરત્ત સાથે, મંદ પવન કરે લેહેર.— માનુ૦ ૨
**સંયુ૦**—અરૂણ સૂર્યનો સાથી લાવ્યો સંદેશો, પૂર્વપ્રિયા ઘેર.—
**પૃથુ૦**—સુંદરી સ્વામિ સૂર્ય વધાવવા સ્વસ્તિક પૂરે ચોમેર.—
**સંયુ૦**—અબળાનો તો અધિપતિ પતિછે;સતિને સુખ જળ નેર.
**પૃથુ૦**—સ્વામિ સૂર્યની પ્રીત પણ કેવી પસારે કર હર્ષભેર.—

## રસીલી છબીલી—એ રાહ

**પૃથુ૦**-રસીલિ! રંગીલી! બાળા! બોલું બલિહારી;
વ્હાલી તણાં મનહર મુખપર વારી.— રસી.—
પ્રાણપ્રિયા! મોહક મુખ નીરખી
હરખી નજીક નિશ દિશ રહું પ્યારી!-વા'લી૦—
**સંયુક્તા**—પ્રાણ પ્રીતમ રસ સાગર આગળ
ગણુતરી માંહિં હું શું બાળા અજ્ઞાની?—રસી૦—
**સાહેલી**—પ્રિતમ પ્યારી લ્યો કુસુમની માળા.
બની રામ સીતા સમજોડ રૂપાળી.— રસી૦—

## સયુક્તા— જનુની જીવો—એ રાહ

આજે સ્વપ્ન માઠું સાંપડયું, પડયું કંકણ નાથજી!
અપમંગળ અવલોકતાં, હૈયું નવ રહે હાથજી.
રણમાં જતાં રહો રાજવી. ૧
**પૃથુરાજ**—દુશમન દેશને દૂભશે, કરશે કોટી કુકર્મજી!
રાજા હું જોઉ રહી મેહેલમાં, એતે ક્ષત્રીનો ધર્મજી?
રે ક્ષત્રિપુત્રિ શું ઉચરો?—૨

**સંયુકતા**—સમય મળે ફરી સ્વામીજી! પામી નરભવ આપજી!
વાલમ ખાલી વિંઢાળતાં, મોટું આવું ક્યાં પાપજી? ૨

**પૃથુરાજ**—કામ કીધું નહિ દેશનું, ચેતી લેવો ચંડાળજી.
નિમકહરામ નક્કી ગણો, છેદે આશ્રય ડાળજી. ૨૦

**સંયુકતા**—પ્રામત પ્રીતિ તજી જશો?

**પૃથુરાજ**—...............દેશ પ્રીતિ તજાય કે!

**સંયુક્તા**—રહો રહોને રૂડા રાજવી.

**પૃથુરાજ**—...........લવતાં ન લજાયકે. ૨૦

**કલ્યાણ— મને મુકી ગયોછે મારો—એ રાહ**

મને મૂકી ચાલ્યાં ક્યાં મારા તાતજી જો?
સુનો સુનો લાગે છે સંસાર.— મારાતાત—૧
હવે વિદ્યા, સ્વદેશપર પ્રીતને જો
કોનો કોનો રહ્યો હા! આધાર?— મારાતાત.—૨
રંડાઇ છે રણભૂમિ રાજવી જો
જોને દે છે મ્લેચ્છ મુછે તાર— મારાતાત—૩
કોણ દેશે સલાહ સુખ શાંતિની જો?
કોની પાસે વિસામીશ વાત?— મારાતાત—૪
જાગોને તાત! જોગીરાજજી જો
મારો મારો નાહક દુભનાર.— મારાતાત—૫
મેના ભર્તભૂમીને પીલે છે પાપીડા જો
ચાલ્યો ગયે ચતુર રખવાળ— મારાતાત —૬

**પૃથુરાજ— ક્ષત્રિ કલંક કેમ લેશેરે—એ રાહ**

ઉઠો એકવાર લઈ તરવાર. — સંગ્રામે જુઓ ક્ષત્રિવીરોરે.

પીવા યવન રૂધિર તૈયાર— સંગ્રામે.
સલાહ શાંતિ સમે ભલે માણો મોજ— સંગ્રામે.
વેળા લખતે ન બેસો બની બોત— સંગ્રામે.
કૂદી કેસરીઓ મારી કરો પાર— સંગ્રામે.
સિંહ સામે એવા વરૂનો શો ભાર— સંગ્રામે.
વળી સત્યથી પ્રસન્ન જગરાય— સંગ્રામે.
ધાર્યું અધર્મથી નાશ જ થાય— સંગ્રામે.
ધરી પ્રચંડ કમાન કર હાલ— સંગ્રામે.
મારી પાડો પાપી મ્લેચ્છ ચંડાળ— સંગ્રામે.
ઝુઝી દેશહિતે શૂરા ક્ષત્રિવીર— સંગ્રામે.
દાખો સાચું ક્ષત્રિપુત્રનું રૂધીર— સંગ્રામે.
પાછા હઠી લજવો ન માતતાત— સંગ્રામે.
ભવ્ય ભર્તભૂમી બચાવો હે ભ્રાત— સંગ્રામે.
દેશહીતે સ્મરે કંગાળો સ્વજીવ— સંગામે.
ઝુઝો ઝુઝો સ્મરી સ્વદેશને શિવ— સંગ્રામે.
ચાલો ઉઠો ચઢો બોલો વીરરાજ— સંગ્રામે.
**"જય! ભરત ભૂમિનો જય! આજ"— સંગ્રામે.**

**સંયુક્તા— દિલદારી કીનીરે—એ રાહ**

લાચારી ધારીરે, અરે ઓ ઇશ્વર,
છો દુઃખ હર્તા, દીલ ડરતાં, સ્મરતાં,
સરતાં, નર ડરને, ધા કારી કારીરે— લા. ૧
પંજર પડીઓ હંસ હળેલો,
પાપ નડ્યાં પૂરવનાં આખર
રડતાં, કુટતાં, ઝુરતાં, હાય હારી હારીરે —લા—૨

**સાહેલીઓ— પિયા માનો—એ રાહ**

ધીરજ ધારો ધારો, ધારોરે સખી.
શોક ન ઉરમાં આણુ, લગીર મન વારો— એ ટેક
કોઇનું કથન નહી કાન ધરે સખિ.
આતે શું કહેવાય?— લગીર. ૧
કઠણુ કાળજું રાખીએ બેની.
સંતોષે સંખાય.— લગીર. ૨

**સંયુક્તા—( સુંદરમુખ તુન્દિલ—એ રાહ. )**

વ્હાલી! કયમ વિપત આમ સહજ વિસરૂં;
ક્ષત્રિવર નામ કેમ દિલમાં ડરૂં—વ્હાલી૦—એ ટેક.
ક્ષત્રિવર પુત્રી મે'લ માંહિ ઉછરી,
પામી વીરનાથ નાથ આશ સૌ ફળી;
હા! હા! પણુ હાલ હાલ આશ સૌ ટળી,
બેની-બેની-સુખણી ટળી, દુખણી બની.
હાય શું કરૂં—વ્હાલી૦૧
દેવા શીખ સર્વ કોઇ ડાયલાં દીસે;
આવ્યે દુખ આપ જો ભરાય છે રીસે,
પ્યારા વીણુ દાસી આજ દાંત હા પીસે,
પ્યારા-ન્યારા-થઈશું રહ્યા-દુર શું ગયા.
હાય હું મરૂં—વ્હાલી૦ ૧

**સાહેલીઓ— ભૈરવી ગજલ.**

તું વો યાને બેનિ શાંત શું ઉચાટથી વળે?
ગભરાટથી શું ગુણુવંતિ તાપ તે ટળે?—એ ટેક.

રોતાં રોતાં રાત દહાડો સાહેલી જશે,
લલાટે લખ્યું જે હશે તે લાડીલિ થશે.— ૧
દશાની દાઢમાંથી નથી કોઇ હા ખસ્યું;
છૂટે કે બેની કાળ કેરી જાળમાં ફસ્યું ? — ૨
બ્રહ્મા વિષ્ણુ ને શિવ જેવા જીવ જે થયા,
કરમની ફાંશીમાંથી નાશી વેગળા ગયા ? — ૩
માટે માની બેનિ મારી ધારીને વિચાર;
ઉદ્યોગ સાધી કેડ બાંધી ભેટ જો ભરથાર.— ૪

**સંયુકતા— જનમો જનમ ગુન—એ રાહ.**

તારો ભવો ભવ ગુણ નહીં ભૂલું;
જો ભેટાડે ભરથાર મારી સજની—એ ટેક.

**સાહેલી**—પાડ નિયંતાનાથ તણો ગણ;
ભાગ્ય ભેટાડે ભરથાર મારી સજની— તારો. ૧

**સંયુક્તા**—મિત્રચંદનો આ ગુણ મોટો;
વાળી શકીશ ભવ કીયે ? મારી સજનિ—તારો. ૨

**કુંવરી ! કુમર ! મારા લાડકા—એ રાહ.**

**કર્માદેવી**— કુંવરી ! કુંવરજી ! કોડામણા.
**કુંવરી**—....................................મામા !
**કુંવર**— ....................................માજી !
**કર્માદેવી**— .................. ............હા ! હાય !
**બન્ને**—..................... આજે રડો કેમ માતજી ?
**કર્માદેવી**—... ...... .........ઉર જોઈ ઉભરાય—કુંવ૦
**કુંવરી**—............... માજી ! ખીજ્યા શું તાતજી ?

**કુંવર**—.......... ...............વઢી કો કમજાત ?
**કર્માદેવી**—તાત તમારા પાછા થયા વઢી બાળુડાં વાત–કુંવરી.
**કુંવરી**— .......... "પાછા થયા" તે મા ! ક્યાં ગયા ?
**કુંવરી**.......................હું તો જઉં પિતા પાસ.
**કર્મા૦**—રણધીરા ! રૂડા રાજવી ! હોજો સ્વર્ગમાં વાસ.–કું વ.
**કુંવરી**—ઢીંગલા ઢીંગલી લાવશે ? ...................
**કુંવર**—......દેશે ઢાલ કટાર ? ચાલો ને બેન ઉતાવળાં.
**કુંવરી**—મળીયે જઇ આ વાર; બા ઝટ બાપા બતાવ તું.

**જયચંદ**— **ગજલ.**

થાકી થાકી લોથ થાતાં દરવાજા દીઠા નહિ.—એ ટેક.
હા હા તુર્ક ભોથી ભાગી ત્યાગી રાજ્યધાની તે;
વાટે વેઠી વાધ વરૂ, આવી ચઢ્યા હા ! અહિં— થાકી.
પવનના ઝપાટા પીડે જો આ જમુનાજી તટે;
પડતા માંહી પાટુ મારે જક્ત રીતિ એ રહી— થાકી.
બાળીને વિશાળ કાયા, વડલા છાયાએ રહું;
"આકૃતિ ગુણુ દોષ દાખે", સાચી શું કહી નહિ— થાકી.

**જયચંદ**— **અફસોસ૦ –કે– હુમતો૦—એ રાહ.**

આજથી ન દુષ્ટ દેશો, નામ મારૂં ફરી;
ટક ટક જવા દઈ ભોગવો, કર્યાં હાથે કરી. ૧
ખારમાં ખુવાર થઇ હું, સાચ વિસર્યો;
આ નાદાર પાસે પડી, સાર નિસર્યો ૨
અથડાઈ પડયો આખરે, ન લહ્યા ભેદ હા !
હવે ભાગ્યહીન વસુ, ક્યાં જઈ અહા. ૩
ધર્મને ધોઈ પીધોને, નાંખી જાળ આ;
થવાની સાચે આ દશા, માન્યે હાજીઆ? ૪
દુરજનથી દોસ્તી હાલ કરી અપકીર્તિ કરી;
ભગવાન કોઇ ભવે ભેટાડે કીર્તી કુંવરી. ૫

**જયચંદ**— **જુલફો પર પેચ—એ રાહ.**

કર્યાં મેં પાપ કારી, ગતિ કેવી થનારી ?—એ ટેક.
પ્રગટયો **પશ્ચાતાપ** કીડો, નીચબુદ્ધિ પડનીવારી. ગતિ૦—
માતભૂમિ મ્લેચ્છ કીધી, શૂર ભ્રાતાઓ સંહારી; વૃદ્ધ વાણી વીસારી.
તુર્ક **શાહાબુદ્દિન** તેડી ઝાલી હા મેં ઝેર ઝારી; મતિ શી થઇ મારી?
અદેખાઈ સાપ પાળી, આ રજ્યો હું અવિચારી; ટીલી લીધીરે કાળી.
વીર પૃથુરાજને ને, સમરસિંહને સતાવી; માતભૂમિ રંડાવી—કર્યાં
માત **જુમના** ખોળે તારે, પાપી દેહ આ'છે મારી; સેજે સેજે ઉધારી. ક૦

## ( અંક પાંચમો. )

**નાયકા—મેરે ગમકા તરાના—એ રાહ.**

મારા કરમની કા'ણી, દુ:ખીની વાણી, સાંભળો એ શાહ.
દિલમાં દુભાણી, દુ:ખથી દીવાની—સાં૦
હું છું નારી નાયકાને વતન હિંદુસ્થાન,
પૃથુરાજનો પ્રાણ હતી હું એ મારો જીવજાન;
નિત મોજે માણી, નાશ નિશાની.— દુ:ખી ૧
માતતાતને ભ્રાત વાત મેં કાંઈ ધરી નહિં કાન,
મળી જઈને મનમોહનને સાચે મળ્યું સન્માન:
પછી પ્રેમે પીડાણી, ઘેને ઘેરાણી.— દુ:ખી. ૨
હજરત! હું છું હરણી હીણી હરિણ વિના હેરાન,
પાણી વિખુટી માંછલી, મારો ચાલ્યો ગયો ચોહાણ.
મારા મનમાં મુઝાણી, અબળા અજ્ઞાની.— દુ:ખી. ૩
આછે મારી સાચી બેની, બાંધવ આ સુલતાન,
મારે માટે વિપત્તિ વેઠી, આવ્યા આપ મુકાન;
પંથે અન્નને પાણી, આપીયાં આણી.— દુ:ખી ૪
પોતે એ પૃથુરાજ થયાછે, બાદશાહ બંધીવાન,
ખુદાવંત હો ખુશી થયા તો દેખાડો પ્રિયપ્રાણ;
આવી હું જાણી, શાહ ઈમાની.— દુ:ખી. ૫

**પૃથુરાજ—** **જીલ્હા ગજલ.**

હા! થયા શા હાલ મારા, હાલ હે! હરી!!!
સ્વયં **દશાની** દીકરી **દરિદ્રતા** વરી— હા૦ ૧
ઉશેટીને ઉત્સાહને ને સાધનો હરી,
**સંપત્તિ** અદેખાઈથી ઝટ ચાલી નીસરી.— હા૦ ૨
ભૂમિપતિ હું હાય! પતિ કાયનો નથી,
પૃથ્વીપતિને પાય દેવા ભોંય તો નથી.— હા૦ ૩
કે કેલા અન્ન આશરે કેદી આ કાયા નભે,
"પ્યારિ પ્યારિ ભૂમિ ભૂમિ" જીભથી જપે.— હા૦ ૪
તોયે સ્વતંત્ર મન મારૂં દૂર દેશોમાં ભમે,
મારી ભૂમિ માતભૂમિ સ્વર્ગમાં રમે.— હા૦ ૫
સૂર્ય સોનાનો ઉગે ત્યાં વાયુ સુગંધી વહે,
ના,ના, તારા ભાગ્યમાં નહિં, જીવ! શું કહે?—હા૦ ૬
બેડીનો તો ભાર કાંઈ ગણતિમાં નથી.
પરતંત્રતાનો ભાર ભાઈ! વેઠાતો નથી.— હા૦ ૭
ધારૂં તુચ્છ રાજપાટ માલને મતા,
હાય! મોટો તોટો તારો છે **સ્વતંત્રતા.**— હા૦ ૮

**પૃથુરાજ—** **ભેરવી પંજાબી.**

મારી પ્યારી હશે શું કરતી?—એ ટેક
મનથી ખડી કરી આકૃતિ મારી, ભાળી નયનનીર ભરતી,
સંભારી સંભારી ગુણગણ રામનામ સમ રટતી.— મા. ૧
દેઈ મધુરાં વચને દિલાસો, દાસી શોક જ હરતી,
વીણા સાધી ઝીણા સ્વરથી, રાતદીવસ રહે રડતી.—મા. ૨
પંજર શુક મુખ ગુણ ગવરાવી, શોક અનળ ઉર ધરતી,
નબળાં અંગ નીહાળી નજરે, જળધાર નયનથી ઝરતી.—મા. ૩
અકળાઈ જઈ બાગબગીચે, પાછી પાછી પડતી,
નિદ્રામાં પણ નાથ નીહાળી, જાગી ઝબકતી ડરતી.—મા. ૪
હાય! હાય! હે **હંસા!** અભાગી! ન્યાળીશ નાહિં **હંસી,**
**સંયુકતા—**રખે રડે રે રૂડા **હંસા!** આવી **હંસી** ફરતી.—

**પૃથુરાજ— દેખી તારી વફાદારી એરાહ.**

મળી પ્યારી! પ્યારી! પ્યારી!–ફળી આજ આશ મારી–એ ટેક.
આશ અલગ રહીતીરે મધુરિ! દેખીશ નહીં દીલદાર,
**મળ્યાં ચંદ કુમુદ એકવાર,** બની લાચાર; અહા! ધીરધારી.–મ૦

**સંયુકતા— હમતો આશક હે તારે—એ રાહ.**

હું તો થઈ રહીશ તારી નાથ! સદાની દાસી,
સાથે રહીશ સ્વામીનાથ શાણા, સ્વર્ગના વાસી–હું તો૦ એ ટેક.
મોતે રંડાપો દીધો, ભર્તભૂમિને મને,
તોયે રેખા રૂપ કેરી, રસીયાજી માં હા આ શી?—હું તો. ૧
પાપી દુષ્ટ ભાગ્ય તારૂં, વળવાનું અહીં કાંઈ નહિં,
દુઃખી દંપતિ નક્કી થાશે, સુખી સ્વર્ગનાં વાસી—હું તો ૨
ભાગ્ય તારા અજબ કૃતિ છે, રાજાનાં થયાં રંક અમે,
દેશ છાંડી વેશ છાંડી, હાય દશા આ ભાસી.— હું તો. ૩
કંથ કેરી આ **કટારી,** આશા મારી જો પુરે તો,
છેવટે તો રાણીજીથી, મેળવી લે શાબાશી.— હું તો. ૪
હે! દયાળુ! દેવ! આજે, દાસી આધારે તારે,
કરૂણાનિધિ! માત્ર એ છે, પ્રીતમ દર્શનની પ્યાસી.—હું તો. ૫

**કર્ણાટકી અને વીરો—ભયેરવી દાદરો.**

જુઓ જુઓને જાગો રે! હો ભરતવાસી!!!—એ ટેક.
પવિત્ર પુરૂષો કેરી, કાયા પડી છે રે;–દાસ પુકારે રે ભરત૦—જુ૦
નાશની ફાંસી સદા ઉદારીરે,–નાંખી જોય દે રે—ભરતવાસીરે. જુ૦
કિર્તિવસ્ત્રો કાપ્યાં, રાજ્ય ઉથાપ્યાંરે,–જાગે વીર ફેડે કોઈ આ ફાંશીરે; જુ૦
કરમની કારણી આ છે મનાણીરે,–**કુસંપે જુઓ ધૂળધાણીરે.** જુ૦
સંપ સજોને સમજી સ્વદેશીરે,–મંગળકારી રે—ભરતવાસી રે–જુ૦

